દાનંદરૂપ અગાધ મહાસાગર કે જે સમગ્ર વિશ્વમા અને ખુદ તમારા-મા સુદ્ધા પોતાના સર્વ મહત્ત્વ અને સામર્થ્ય સાથે વિરાજમાન છે; તથા જે સર્વશકિતમાન અને વિશ્વંભર છે; તેની અપાર દયા, ઉદારતા અને સુ-હૃદયતા શું હજી પણ તમારા જાણુવાસમજવામાં નથી આવી? જો એમજ હોય તો કેવી ભારે ભૂલ! કેવી ગફલત!!

એક માણુસ આ ચિત્શકિતને એકાદ એવી પ્રતિમા કે ચિત્ર પાછળ વાપરે છે કે જે જોઇને લોકો મુગ્ધ બની જાય છે; બીજો માણુસ તેને એક અદ્ભુત ઈમારત બાંધવામા વાપરે છે; ત્રીજો રેલ્વે બાંધવામા, ચોથો ટેલીફોન અથવા સીવવાનો સાંચો બનાવવામા અને પાંચમો પ્રેક્ષકોને ભ્રષ્ટ અને અનીતિમાન બનાવનારી હલકટ મૂર્તિઓ, વાર્તાઓ કે નાટકો બનાવવા કે ભજવવા પાછળ તેને વાપરે છે.

મગજરૂપી જે અદ્ભુત અને સૌથી વધારે આશ્ચર્યકારક વસ્તુ ઈશ્વરે આપણુને આપી છે; તેને માટે દરરોજ તેનો આભાર માનીને તથા તેને સ્વસ્થ અને સદુપયોગમા રાખ્યા કરીને કૃતજ્ઞતા દર્શાવવાને બદલે આપણે તેનો એટલો બધો દુરૂપયોગ કરીએ છીએ કે જેથી, તેના વડે જે અતિ મહત્ત્વનું અને ખાસ કર્તવ્ય સિદ્ધ થઇ શકે તેમ છે તેનો લાખમો ભાગ પણ આપણે સિદ્ધ કરી શકતા નથી!

કેટલું બધું પરમસુખ પામવા માટે અને કેવું ભવ્ય જીવન ગાળવા માટે આપણા મગજની રચના કરેલી છે! છતાં આપણે તેને વગર સમજ્યે એવી અનાડી અને પાશવ રીતે વાપરીએ છીએ કે જેથી તે પરમસુખ અને ભવ્ય જીવન આપણી કલ્પનામા પણ આવી શકતું નથી!

જેઓ પામરતા અને વિષયીપણાના ભારે પરિશ્રમ તથા અ-નિત્યતાના ભારે આચકાઓ ખમ્યા પછીજ તેમાથી સુખબુદ્ધિ છોડે છે; તેમના કરતાં તો જેઓ મહાન અવતારો, પેગંબરો અને ઋષિ મુનિઓના અનુભવસિદ્ધ આદેશ માની લઇને સવેળાજ સત્યનો માર્ગ પકડે છે અને આંતરિક શક્તિઓ સમજી તથા જગાડીને તેનીજ પાછળ વાપરે છે; તેમનો માર્ગ અવશ્ય ઘણો ટુંકો અને સરળ થઇ રહે છે.

જ્યારે મનુષ્યના જીવનમાં એ પરમ સત્યના અસ્તિત્વ અને

ન્યાયનો મહાન સિદ્ધાન્ત ઓતપ્રોત થઇ જાય છે, ત્યારે આખા જગતનો વિરોધ હોય તોપણ તે તેને વળગી રહેવા શક્તિમાન થાય છે

જગતમા થઇ ગયેલા મહાત્માઓ કાઇ અસાધારણ મગજશક્તિને લીધે મહાપુરુષ બન્યા નહોતા; પણ મગજશક્તિનો મુખ્ય મુદ્દા પાછળ સદુપયોગ કરી ન્યાય અને સત્યના મહાન સિદ્ધાન્તો સમજી શકવાથી તથા એ સમજણને અનુસરી શકવાથી બન્યા હતા.

એક તો પોતાના આળસ, અજ્ઞાન વગેરેને લીધે પરાણે વેઠવી પડતી નિર્ધનતા, અને બીજી ઉચ્ચ જીવન અને સર્વોત્તમ લક્ષ્ય સાધવા માટે ધનવૈભવમાથી આસક્તિ તજી ઇરાદા અને ઉત્સાહપૂર્વક ભોગવાતી નિર્ધનતા છે. આ બીજા પ્રકારની નિર્ધનતા એ કાઈ દુર્દશા નથી પણ કરોડાધિપતિઓને શરમાવે અને નમાવે એવી અસામાન્ય સબળતા—સધનતા—છે; કે જે દ્દષ્ટા બુદ્ધ, શંકર, ગૌરાગ, કબીર, હ૦ મહમદ સ૦૨૦, હઝરત અલી, ખ્રીસ્ત, જરથોસ્ત, મીરા, તુલસીદાસ, રામદાસ, તુકારામ, જ્ઞાનેશ્વર, લિંકન, ગારફીલ્ડ, રામકૃષ્ણ, દયાનંદ, વિવેકાનદ, રામતીર્થ વગેરે અનેક દિવ્યાત્માઓ ભોગવીને પૂજાઈ ગયા છે.

તેઓ જાણતા હતા કે, તેમના આત્મામા (તેમના શરીરરૂપી પડદા પાછળ) કોઇક એવી અગાધ શક્તિ રહેલી છે, કે જે સામાન્ય માનવશક્તિ કરતા અસંત ઉચ્ચતર છે, અને જો એ દિવ્ય શક્તિની અવજ્ઞા થઇ તો તેની સાથેનો સબધ તૂટી જશે તેઓ આ વાત પણ જાણતા હતા કે, સિદ્ધાન્તમા તેમના ઉદ્દેશરૂપે પણ તે પરમ સત્યજ પ્રવર્તે છે, અને તેઓ તો તેમા સાધનમાત્ર—નિમિત્તમાત્રજ છે.

## ૨—विचारशक्तिना चमत्कार जरूर जाणो.

("સુખ સામર્થ્ય અને સમૃદ્ધિ"ના આધારે)

પ્રેરેલા વિચારમા કેવી અદ્ભુત શક્તિ રહેલી છે તેના કેટલાક દ્દષ્ટાતો ડૉ૦ ફ્રેડરિક વાન ઇડને આપ્યા છે તેઓ વિલાના ગ્રૅજ્યુએટ અને આતરિક પ્રભાવથી વ્યાધિ મટાડવાના હિમાયતી છે તેમને આ બાબતમા પ્રમાણભૂત ગણાતા પૅરિસવાળા અધ્યાપક ડેબોવે ...

ઍન્દ્રૂલની હૉસ્પિટલમા નીચેના પ્રયોગ બતાવ્યા હતા.

તેમણે એક દર્દીને પાણીનો પ્યાલો આપીને કહ્યું કે 'આ દારૂનો પ્યાલો છે' આથી તે દર્દીએ તેને દારૂનોજ પ્યાલો માની પીધો! તેમણે બીજા એક માણસને એક ઠંડો ચાદીનો ચમચો આપીને કહ્યુ કે 'લ્યો આ ચમચો ગરમ છે.' આથી જાણે દાઝતો હોય એમ તેણે એ નાખી દીધો! ત્રીજા એક માણસને તેમણે પુસ્તક આપીને કહ્યુ કે 'જુઓ, આમા બધા પાના કોરાં છે' એટલે તેને કોરાંજ દેખાયા. પછી કહ્યું કે 'હવે એ પર ફૂંક મારો અને ફરી જુઓ કે, એમા બધે ચિત્રો અને છબીઓ છે.' આથી એમા તે માણસે આશ્ચર્યપૂર્વક તે વસ્તુઓ જોઇ અને ચિત્રાનું વર્ણન પણ કર્યું! પરંતુ એના સિવાય એમાં બીજા કોઇને ચિત્રો જણાયાં નહિ; જેથી તે બોલ્યો કે 'આવું જાદુ મેં કદી જોયું નથી.'

પછી મિ૦ ડેબોવ બોલ્યા કે "હજી એથી પણ વધુ ચમત્કારિક જાદુ હું તમને બતાવીશ. તમારી આંખો બંધ કરો અને પછી ઉઘાડો એટલે તમને મારું મસ્તક જણાશે નહિ!" પછી તેણે આખ બંધ કરી અને ઉઘાડી ત્યારે તે મિ૦ ડેબોવ તરફ આશ્ચર્યથી જોવા લાગ્યો! મિ૦ ડેબોવ બોલ્યા કે 'મસ્તક વિના હુ કેવો લાગું છું?' આથી તે બિચારો જોરથી પોતાને માથે હાથ પછાડીને બોલ્યો કે 'ખરેખર, હું દિવાનો બની ગયો છું!'

ડૉ૦ ફ્રેડ્રિક વધુ લખે છે કે—પોતે બિમાર છે એવી માન્યતા એક ઘોડામાં ઉપજાવવા માટે તેની ઉપરનો એક પ્રયોગ મેં જોયો છે. તેને ધાબળીઓ ઓઢાડવામાં આવી; દવાઓ ચોળવામા આવી અને કરુણાજનક શબ્દોથી સબોધી થાબડવામા આવ્યો. આથી પછી તેની ભૂખ મરી ગઇ અને તે ખાઇ પી શકયો નહિ! પછી બીજા એક સંપૂર્ણ સાજા ઘોડાનો પગ ઉંચો રાખીને, તેને પંપાળીને તથા તે પર પાટા બાંધીને અને દવા ચોળીને લંગડાપણા વિષે તેની પૂરી ખાત્રી કરી આપવામાં આવી. આથી પછી તે લંગડો બની ગયો અને ચાલવાનો પ્રયત્ન કરતી વખત લંગડાવા લાગ્યો!

---

# ૩–પ્રભુપ્રેમ અને પરમહંસ શ્રીરામકૃષ્ણદેવ

(રામકૃષ્ણ પરમહંસના ચરિત્ર અને કથામૃત ઉપરથી)

"પોતાને ડાહ્યા સમજનારાઓ એમ માનીને ફૂલાયા કરે છે કે, 'આપણે કેવા ચતુર છીએ! ધન, કીર્તિ અને સંસારસુખની કેવી મોજ આપણે લૂંટીએ છીએ!' કાગડો પણ પોતાને ભારે ચતુર સમજે છે; પણ ખરું જોતા તો સવારથી સાંજ સુધી તે વિષ્ટાજ શોધતો ફરે છે અને તેની આંતરિક અશાંતિનો પાર નથી હોતો!"

"માણસ જો પ્રાણીમાત્રમા રહેલા પ્રભુનીજ સેવા કરતો હોય, અને નામ–કીર્તિ કે સ્વર્ગની ઇચ્છા ન રાખતો હોય તથા જેમની સેવા કરે તેઓ પાસે પણ કશો બદલો ઇચ્છે નહિ, તો તો તે નિષ્કામ કર્મ એટલે કર્મયોગજ કરે છે અને પરમ લાભ સાધે છે કેમકે એ પણ પરમાત્મદર્શન, પરમધામ અથવા મોક્ષપ્રાપ્તિનો માર્ગ છે."

"બાળક મા માટે રડે છે, તેમ પ્રભુ માટે પણ જેને એટલી તાલાવેલી જાગી ઉઠે કે મનુષ્ય રડી પડે, તો તે પણ જરૂર તેને મળે."

"મોતીની ઇચ્છાવાળાએ તો ઉંડે ડૂબકી મારીને બહારથી ગુમ થવું જોઇએ. × × જેઓ લોકો જુએ તેમ સપાટી ઉપર તર્યા કરીને વાહવાહ બોલાવવા ઇચ્છે; તેમને પરમપદાર્થરૂપી મોંઘા મોતી ક્યાંથી મળે અને સદા માટે દુઃખદારિદ્ર ક્યાંથી જાય?"

"પરમાત્માના નામ પર જે બધી વસ્તુઓ વારી જાય છે તેજ તેનો સાક્ષાત્કાર પામી શકે છે; અને જે ભૂખજેટલું ખાઇ લઇ વધુ વિંઢાળ્યા વિના ખાલી હાથે ચાલ્યો જાય છે તેજ તેની સમીપ રહી શકે છે."

"વહાલામા વહાલાના વિયોગની પેઠે, જે કોઇ પરમાત્મા માટે તલસે છે ને આક્રંદ કરે છે તે અવશ્ય તેનું દર્શન પામે છે."

"હું ખુલ્લે મોઢે રડી પડતો અને પ્રાર્થના કરતો કે 'ઓ મા! વેદોમા, વેદાંતમા, પુરાણોમા અને તંત્રોમાં જે જે લખ્યુ હોય તે તુંજ મને શીખવ' એટલે પછી તેણે એકેએક બધું બતાવી દીધું."

# ૪–સુધારકો, ધનવાનો અને ધર્મગુરુઓ

(વિવેકાનંદજીના થોડા વચન સારાંશરૂપે)

"આખો દેશ સંસારસુધારાની સભાઓથી ભરપૂર છતાં એક પણ સભા એવા લોકોના સુધારા માટે થયેલી જોઇ નહિ કે જે લોકો લોકોના લોહી ચૂસીને હાલના 'ગૃહસ્થ' બન્યા છે અને હજી તેવાજ રહેવા માગે છે."

"લાખો ગરીબો અને દીનદુખીઓના લોહી ચૂસીને પોતે વૈભવ ભોગવે અને એ ગરીબ, લાચાર તથા જુલ્મથી છુંદાયેલાઓના ભલાનો વિચારજ ન કરે, એ પણ ધનવાનોને. દેશદ્રોહ અને દગાબાજી છે."

"જે દેશમાં અને જે ધર્મમાં કરોડો માણસો અર્ધા ભૂખે મરે છે અને જ્યાં લાખો સાધુઓ અને બીજા અનેકો ગરીબોના લોહી ચૂસીને પેટ ભરી રહ્યા છે, છતાં જ્યાં તેમના ઉદ્ધારનો વિચાર થતો નથી; એ તે દેશ કે દોઝખ ? એ તે ધર્મપાલન કે સેતાનનું તાંડવ નૃત્ય ?"

"પણ એ નીચ લેખાતો જનસમાજ જાગ્રત થઇને જ્યારે તમારો જુલ્મ સમજવા લાગશે, ત્યારે તેમની એક ફુંકમાત્રથી તમે ઉડી જવાના."

"જે ધર્મ કે ઈશ્વર વિધવાના આંસુ લૂછી ન શકે, અથવા માબાપ વગરના નિરાધાર બાળકોના મુખમાં રોટીનો કટકો મૂકી શકે નહિ, તેવા ધર્મ કે ઈશ્વરમાં મને શ્રદ્ધા નથી."

"મરદ બનો તમારી ઉન્નતિમાં–તમારા કલ્યાણમાં આડે આવતા આચાર્યોને, ભ્રષ્ટાચાર સાધુઓને અને મહંતોને ઉચકીને ફેંકી દો. કારણ કે તે લોકો કદી સુધરવાના નથી; તેમના હૃદય કદી વિશાળ થવાના નથી. તમારા વહેમ અને અજ્ઞાન ઉપર એ લોકો મોજ માણે છે તેથીજ તમને લૂખું વેદાંત, વામમાર્ગ જેવી ભક્તિ તથા ગુરુસેવા ઈત્યાદિનો ઉપદેશ કરે છે, અને સાચી સાધના–ઉત્તમ ચારિત્ર્ય એના પાયાભૂત એવું ખરૂં જ્ઞાન તેમને મળે એમ તેઓ કદી ઇચ્છતા નથી."

"જે પ્રજા આધ્યાત્મિક ભાવોમાં જેટલી આગળ વધે તેટલેજ અંશે તે વાસ્તવ સુધરેલી લેખાય જે પ્રજા અનેક જાતના કારખાના તથા યંત્રો નીપજાવવા સંથે, સાંસારિક સ્વચ્છંદતાઓ અને વિલાસ વધાર્યા જતી હોય તેને હું સુધરેલી પ્રજા કહેતો નથી."

# ૫–લોકસેવાની સમજણ અને ચાવીઓ

( વિવેકાનંદજીની સલાહ અને ભાવના )

**અદ્દભુત પરિણામ**—નાનુ કાર્ય પણ જો લાગણી અને નિ-સ્વાર્થપણે કરવામા આવે છે તો તેનુ અદ્દભુત પરિણામ આવે છે

**અવદશાનું કારણ**—કોઇ પણ દેશની અવનતિ ધર્મથી નહિ પણ અધર્મથી થાય છે; માટે ધર્મને દોષ આપવો વૃથા છે.

**મનુષ્ય એટલે ?**—કોઇને પણ વિપત્તિમા જોઇ તમારું હૃદય તેના ભાઇ કે પિતાની પેઠે દ્રવી જાય તોજ તમે મનુષ્ય કહેવાઇ શકો.

**પ્રકાશ અને અંધકાર**—અજ્ઞાનીઓને જ્ઞાનપ્રકાશના લહાણા આપો અને ભણેલાઓને એથી પણ વધુ પ્રકાશ આપો × × × ગરીબો પાસે જ્ઞાનનો પ્રકાશ લાવો અને ધનવાનો પાસે તો વધુ પ્રકાશ લાવો. × × કારણ કે તેમના હૃદયમા અંધારૂ વધુ હોય છે.

**પ્રાચીન સંસ્કૃત સાહિત્ય**—એમા અહીં તહીં સર્વત્ર જણાતી ઉત્તમ વાર્તાઓ ફરીથી લખી પ્રજાપ્રિય બનાવવામા તમે ધારો તે કરતા ઘણી વધારે લોકસેવા રહેલી છે, અને એને વિદ્દદ્ભોગ્ય બનાવવાનુ જવા દઇ ભાષા સાદી રાખજો એટલે જરૂર ફતેહ પામશો

**આદર્શ રાજ્યવ્યવસ્થા**—જો કોઇ એવી રાજવ્યવસ્થા શક્ય હોય કે જેમા બ્રાહ્મણ અમલનું જ્ઞાન, ક્ષત્રિય અમલની સંસ્કૃતિ અને સમૃદ્ધિ વૈશ્ય અમલના પ્રચારનો ઉત્સાહ અને શુદ્ર અમલનો સમભાવ, એ બધાનુ સંગઠન થાય યાને એ પ્રત્યેકના દોષોને ટાળી એ ચારેની એકત્ર જમાવટ થાય, તો તે રાજવ્યવસ્થા આદર્શરૂપ નીવડે

**દરેક માનવીને શીખવાડો કે**—આ બધા જુદા જુદા ધર્મો છે, તે એકતારૂપી ખરા ધર્મના વિવિધ આવિર્ભાવો માત્ર છે અને તેથી દરેક જણ ભલે પોતાને મનગમતો માર્ગ પસંદ કરે.

**ભાવી ભારત**—વેદાન્તરૂપી મગજ અને ઇસ્લામરૂપી શરીરવડે હાલની અસ્તવ્યસ્તતા અને ધમસાણમાથી કીર્તિમંત, અજિત અને સંપૂર્ણ ભારતની ભાવિ મૂર્તિને ઉપજતી જોઉં છું

**ક્યારે સાંભળશે ?**—જ્યારે તમારામા કાર્યક શક્તિ જોશે ત્યારેજ પ્રજાઓ તમારો સત્કાર કરશે અને તમારૂ બોલવુ સાભળશે.

---

# ૬–આ તે તમારૂં ભણતર કે સત્યાનાશ!

( વિવેકાનંદજીના ગ્રંથોને આધારે )

"શાળામા વિદ્યાર્થી હવે ખરૂ શિક્ષણ પામતો નથી, પણ ઉલટી આત્મશ્રદ્ધાદિ દૈવી સંપત્તિ હોય તે પણ જતી રહીને અશ્રદ્ધા આવે છે. વેદ અને વેદાન્તની કુંચીરૂપ જે આત્મશ્રદ્ધાએ નચિકેતાને યમની સામે થવા શક્તિવાન કર્યો હતો; અરે જે આત્મશ્રદ્ધા આખા જગતને ગતિમાન કરે છે તે આત્મશ્રદ્ધાનોજ નાશ!"

"જે વિદ્યા વડે લોકો જીવનસંગ્રામમા સમર્થ થઇ શકે નહિ; જે વિદ્યાથી મનુષ્યોનું ચારિત્ર ખીલે નહિ, અને જે જ્ઞાનથી મનુષ્યો પરોપકારપ્રેમી અને સિંહ સમાન પરાક્રમી બને નહિ, એનું નામ વિદ્યા નથી."

'તમો હાલના ભણેલાઓ કરતા તો તમારા દેશના ખેડુતો, મજૂરો અને ફેરીઆઓમા પણ ઉદ્યમ અને આત્મનિષ્ઠા વધુ તથા દેહાભિમાન ઓછું જણાય છે. કેમકે તેઓ બિચારા મૂંગે મોઢે આખી જીંદગી કામ કર્યા કરે છે અને ધનધાન્ય ઉપજાવવા છતા એક પણ શબ્દ તે વિષે બોલતા નથી. યાદ રાખજો કે, એક વખત તેઓજ તમારા કરતા આગળ વધી જશે અને તમે આંખો ફાડીને જોઈ રહેશો! × × તમારામા વિદ્યા અને જ્ઞાનનું અભિમાન બહુ ભયંકર રૂપ લઇ બેઠું છુ."

"અરે! શું સમુદ્રમા એટલું પાણી નથી કે તમારા (કૉલેજ દિના) પુસ્તકોને, તમારા યુનિવર્સિટીના ઝભ્ભાઓને, ડીપ્લોમાને અને તમને બધાને ડૂબાવી શકે? જાઓ, જો એટલું પાણી હોય તો ડૂબી મરો."

### અનુભવ અને પ્રકૃતિ

"જેને માટે તેઓએ કંઇ કર્યું નથી, પણ જેણે તમને માટે બનતું બધું કર્યું છે તેને 'તું આમ કર ને તેમ કર" એવા એવા આદેશ આપે છે! આવી કૃતઘ્ની દુનિયા છે."

"પણ હું નિર્વીર્ય માણસો(કમિટિ ઇત્યાદિ)ના હાથમાં મને

મૂકવા માગતો નથી. મારે તો પહેલેથી તે છેડા સુધી ૫ડેજ કાર્ય કરવાનુ રહ્યું છે. હમણા વિશ્રામની વાત? વિશ્રામ તો શરીર છૂટશે ત્યારે મળશે."

"હું પોતાને સર્વપ્રિય બનાવી નથી શકતો અને જૂઠને આધીન નથી થઇ શકતો તેને માટે લાચાર છુ. જીદગીભર મે એવા ધોરણ માટે વેઠયુ છે, છતા તેમ તો નથીજ કરી શકતો."

"મારી રીતો અસંત કડક છે. કહેવા બેઠો એટલે એટલું બધું કહેવાઈ જાય કે તે બિચારાની શાતિ માટે બહુ ભારે થઈ પડે."

## ૭–દૃઢ નિશ્ચય અને પ્રમાણિકતા

("ભાગ્યના સ્રષ્ટાઓ"માથી થોડો ભાવાર્થ)

જ્યારે એક દઢ નિશ્ચયવાળો મનુષ્ય સસારરૂપી પ્રચડ રાક્ષસને હિમતપૂર્વક ગળચીમાથી પકડે છે ત્યારે તે લાચાર બની જાય છે અને તે પકડનાર મનુષ્યને આશ્ચર્ય થાય છે કે, આ રાક્ષસમા તો માત્ર કાયરોનેજ ડરાવીને નસાડવાની શક્તિ છે!

એક મજબૂત અંતકરણની દઢ ઇચ્છા હજારોને ધ્રુજાવી શકે છે. એક સુકલકડી ઠીંગુજી પોતાની દઢ ઇચ્છાથી સઘળી બાજી ફેરવી નાખે છે અને પલાયન કરી ગયેલા પ્રચડ માણસોને પાછા એકત્ર કરી તેમની પાસે ઉત્તમ યુદ્ધ કરાવે છે.

ઓ પ્રમાણિક પુરુષ! હમેશા કોઈ ને કોઇ કૂતરો તો તમારી પાછળ ભસ્યાજ કરવાનો. જે માણસ જગતરૂપી કૂતરો ભસવાથી ડરે છે, તેની ઉપર લોકો પણ કૂતરાની પેઠે તૂટી પડે છે, અને જો તે નીડરપણે તેની સામે ઉભો રહે છે તો તેઓ ભસતા અટકે છે.

કોઇની નિદા સાભળો તો તેનો અર્ધો ભાગજ સાચો માનજો અને કોઇના વખાણ સાભળો તો તેને તેથી બમણો માનપાત્ર સમજજો.

# ૮–નાની દેખાતી બાબતનાં મોટાં પરિણામ

("ભાગ્યના સ્રષ્ટાઓ" ઉપરથી)

નાની બાબતોજ સંપૂર્ણતા આણે છે ; જે નાની વસ્તુ નથી

પોતાના હાથ નાચેના અમલદારો જે વિગતોને જરા પણ લેખવતા નહિ તેવી નાની બાબત ઉપર પણ નેપોલિયન સંપૂર્ણ લક્ષ્ય આપ્યા વિના રહેતો નહિ.

વેલિંગ્ટન પણ નાની વિગતો પર સંપૂર્ણ ધ્યાન આપવાથી મહાન થયો હતો. તે કોઇ વસ્તુને વિસાત વિનાની ગણતો નહિ. જ્યારે અન્ય સેનાધિપતિઓ પોતાના હાથ નીચેના માણસો પર આધાર રાખતા હતા, ત્યારે તે નાનામાં નાની બાબત પર પણ પંડે ધ્યાન આપતો. ઘણી ખરી નિષ્ફળતાઓનો ઇતિહાસ 'વિગત તપાસવાનો અભાવ' એ ત્રણ શબ્દોમાં રહેલો હોય છે.

ધર્મ માટે પ્રાણ આપનાર એક પાદરી દક્ષિણના દ્વીપોમાંથી એકજ કેળ લઇ ગયો. પણ એ એક કેળ વડે હાલ એ સર્વ દ્વીપો કેળાંના વાવેતરોથી છવાઇ ગયા છે.

વેસ્ટ ઇન્ડીઝના ગુલામોને છૂટા કરવા પહેલાં સૈનિકોની એક પલટણે એક ખેતર પાસે મુકામ કર્યો હતો. એ ખેતરમાં કામ કરનારા એક ગુલામને આ પલટણમાંનો એક સૈનિક એવી શરતે વાચતાં શીખવવા તૈયાર થયો કે 'તારે બીજાને જરૂર શીખવવું, બીજાએ ત્રીજાને શીખવવું અને આ રીતે કેળવણીનો પ્રચાર કરવો.' પેલા ગુલામે આ કાર્ય પ્રમાણિકપણે પાર પાડયું. પેલા ખેતરના માલિકે તેને પુષ્કળ માર માર્યો અને બીજા ખેતરમાં મોકલ્યો, પણ તેણે ત્યાં પણ તેજ કાર્ય કર્યું અને તેજ શરત કરી. પછી આખા દ્વીપમાં સ્વતંત્રતા જાહેર થતાં માઇબલ સોસાયટીએ વાંચી શકે એવા પ્રત્યેક સીદીને બાઇબલની એકએક પ્રત આપી ત્યારે જણાયું કે, પેલા ગુલામના પ્રતાપે તો છસો સીદીઓને શિક્ષણ મળ્યું હતું!

એક વાર એક ઝુંપડામાં એક માણસ ફાનસ મૂકીને ચાલ્યો ગયો. પછી એક ગાયે તે ફાનસને લાત મારી. આ એક સાધારણ બનાવ હતો, પરંતુ તેણે આખા ચિકાગો નગરને બાળી ભસ્મ કર્યું અને એક લાખ માણસોને ઘરબાર વિનાનાં કરી મૂક્યાં!

# ૧–ઉત્તમ ગ્રંથોનાં મૂલ્ય અને ઉપકાર

("ભાગ્યના સ્રષ્ટાઓ"માંથી થોડો સારાંશ)

આ જમાનામા છાપખાના તમને મહત્ત્વના ગ્રથો જૂજ કિંમતે આપે છે; પણ તમે તેમાના અખૂટ દિવ્ય જ્ઞાનભંડારનો જેટલી સહેલાઇથી લાભ લઇ શકો અને તેથી તમને તથા આસપાસનાઓને જે દિવ્ય અસર થાય તે ઉપરથી તેની કિંમત આંકો તો તે કેટલી થવા જાય ?

છાપખાનાના પ્રતાપે સદ્ગ્રંથોના રૂપમા હવે આપણે બહુ નજીવા ખર્ચે સમર્થ ઋષિમુનિઓ અને વિદ્વાનોનું એક આખુ સૈન્ય આપણી સેવામા હાજર કરી શકીએ છીએ ! ખર્ચેલા પૈસાનો આવો મહાન બદલો આપણને બીજે કયાય મળે ખરો, કે જેનો ઉપયોગ આપણે જેટલા વિચાર ને લક્ષ્યપૂર્વક કરીએ તેટલો આપણને વધુ લાભ થાય?

ઉત્તમ પુસ્તકોમા જ્ઞાનરૂપી જે બહુ ઉપકારક દ્રવ્ય ભરેલુ છે તે જોતા ગરીબ માણસ પણ કેટલા થોડા ખર્ચમા એ પુસ્તકો લઇ શકે છે ! અને પોતાના જ્ઞાનમા, ચારિત્ર્યમા અને સામર્થ્યમા કેટલો બધો વધારો કરી શકે છે ! વ્યાસ અને વાલ્મીકિ, જ્ઞાનેશ્વર અને તુકારામ, શ્રીકૃષ્ણ અને રામચંદ્ર, ગૌરાગ અને કબીર, નાનક અને તુલસીદાસ, રામતીર્થ અને વિવેકાનંદ, હ૦ મહમ્મદ સલ૦ અને ગઝાલી, ખ્રીસ્ત અને પ્લેટો, દત્તાત્રય અને રંતિદેવ, ભગીરથ અને હનુમાન, બલિ અને પ્રહ્લાદ, હરિશ્ચંદ્ર અને શીબી, ગાર્ગી અને સાવિત્રી, તથા રામદાસ અને સૉક્રેટિસ જેવા દિવ્યાત્માઓના અલૌકિક બુદ્ધિવૈભવ તથા ચારિત્ર્યચંદ્રોદયમા હવે તે સહેલાઇથી આળોટી શકે છે; સઘળા યુગના મહાત્માઓ, મહાકવિઓ, તત્ત્વવેત્તાઓ, વિજ્ઞાનવેત્તાઓ, રાજદ્વારીઓ, મહાવીરો અને ગ્રંથકારો સાથે તે વાતચીત કરી શકે છે; શ્રીરામચંદ્ર, શ્રીકૃષ્ણ, ભીષ્મ, અર્જુન, પ્રતાપ, શિવાજી, સીઝર, સિકંદર અને નેપોલિયન જેવાઓની પાછળ પાછળ તેમના યુદ્ધક્ષેત્રોમા પણ જઇ શકે છે, અને જ્ઞાનવિજ્ઞાનના ગૂઢ રહસ્યો પણ ઉકેલી શકે છે.

વ્યાસ, વાલ્મીકિ અને તુલસીદાસ ઇત્યાદિ પરમસિદ્ધો તો પુસ્તકોના રૂપમા ગરીબમા ગરીબની ઝુંપડી સુધી જરાએ માન–મોટપ વિના પહોચી જઇને રામાયણ તથા મહાભારત ઇ૦ ની અતિ

ઉપકારક અને અમરકારક કથાઓ ચિંથરિયા માણસો પાસે પણ રજુ કરે છે-ગાય છે!

ભલે તમારૂ ઘર કિંમતી રાચરચીલા, ચિત્રો, પડદા, ગાલીચા વગેરેથી ભરેલું હોય પણ જો તેમા ઉત્તમ ગ્રંથો ન હોય તો તે કેવુ ખરાબ! છતા અફસોસ છે કે, એવા ઘણાયે ઘરોમા સારા પુસ્તકોજ હોતા નથી!

માટે જો સઘળી વસ્તુઓ ખરીદવાની શક્તિ ન હોય તો તમે બીજી વસ્તુઓ પછી લેજો, પણ સારા પુસ્તકો તો તરત ખરીદજો.

જો જરૂર પડે તો થીગડા દીધેલા કપડા અને સાધેલા જોડા પહેરજો, પણ પુસ્તકો લેવામા કંજુસાઇ કરશો નહિ.

તમારા બાળકોને પણ ઉત્તમ પુસ્તકો તો જરૂર આપજો, કે જેના સદુપયોગથી તેઓ ઉન્નત થઇ માન મેળવે. જે બાળકોના હાથમા ઉત્તમ ગ્રથો આવે છે તેઓ હાલની શાળાઓ કરતા તો ઘણુ ઉત્તમ અને વધારે શિક્ષણ મેળવી શકે છે.

## १०—एकान्त अने एकाग्रता एटले शुं ?

("ભાગ્યના સૃષ્ટાઓ"માથી થોડો ભાવાર્થ)

મિચલ ઍન્જેલોને એક મિત્રે પૂછયું કે "તમે આવુ એકાંત જીવન શામાટે ગાળો છો?" તે કલાવિધાયકે કહ્યું કે "કલા અને અસાધારણતા એ ઈર્ષ્યાળુ પ્રિયા છે તે મનુષ્યનો અનન્ય પ્રેમ માગે છે." ડિઝરાયલીના જણાવવા પ્રમાણે જ્યારે તે સિસ્ટાઇન મંદિર પર કામ કરતો હતો ત્યારે તેણે ઘરના પણ કોઇને મુલાકાત નહિ આપવાનો નિયમ રાખ્યો હતો

સઘળા મહાપુરુષોની મહત્તા, સફળતા અને કીર્તિનુ મુખ્ય રહસ્ય એજ છે કે, પોતાની સઘળી શક્તિઓને તેઓ એકજ બાબત પર એકાગ્ર-એકઠી કરતા તથા વાપરતા અને પોતાના લક્ષ્ય સિવાયની બીજી દરેક બાબત પોતાના મગજમાથી હાંકી કાઢતા.

આ ટુંકા માનવજીવનમા જેને કાંઇ પણ અગત્યનુ કાર્ય કરવું હોય તેણે પોતાની સર્વ શક્તિઓ વડે એવી એકાગ્રતાપૂર્વક કામ કરવું જોઇએ કે જેથી મોજશોખ માટે જન્મેલા આળસુ માણસોને તો તે ગાંડા જેવોજ લાગે!

# ૧૧–ख़राब पुस्तकोनां नुकसान

("ભાગ્યના સ્રષ્ટાઓ" ઉપરથી)

ન્યૂ ગેટની જેલના ધર્મોપદેશકે પોતાના વાર્ષિક રિપોર્ટમાં ઘણા માનવંત કુળના અને સુંદર દેખાવના છોકરાઓ વિષે લખ્યું છે કે "તરુણ સ્ત્રીપુરુષોની ગમ્મતને ખાતર પ્રકટ થતા હલકાં વર્તમાનપત્રો વાંચવાનો નાદ એક પણ અપવાદ સિવાય આ છોકરાઓને લાગ્યો હતો અને તેથીજ તેઓને જેલમા જવું પડતુ. આ દેશમાં એવી કોઇ પણ ફોજદારી કોર્ટ વા જેલ નથી કે જ્યાં આવા પ્રકારના ગુન્હાઓ ન જણાય. આ સમયમાં ખરાબ 'પુસ્તકોની અસરથી નીતિનો કેટલો નાશ થયો છે તેનું માપ ભાગ્યેજ કાઢી શકાય."

એક વાર એક છોકરાએ બીજા છોકરાને બીભત્સ ચિત્રો અને શબ્દોવાળું એક પુસ્તક બતાવ્યું અને તેણે તે માત્ર થોડીજ પળો હાથમાં લીધું હતું છતા પાછળથી તે શ્રેષ્ઠ ધર્માચાર્ય થયા પછી એક મિત્ર આગળ બોલ્યો હતો કે 'એ પુસ્તક જોવા કરતા તો મે' અર્ધી મિલ્કત આપી દીધી હોત તો વધારે ઠીક થાત. કારણ કે તેમાંના અપવિત્ર ચિત્રો કેટલીક વાર પવિત્ર સમયે પણ વગર તેડયે મનમા આવીને ઉભાં રહે છે'"

જેમ્સ ટી. ફીલ્ડઝ એક ખૂની બાળકને જેલમાં મળ્યો ત્યારે બોલેલો કે, ખૂન અને બીજાં ભયંકર કામોના 'વર્ણનથી ભરેલી નવલકથાઓનો મને ઘણો નાદ લાગ્યો હતો. મેં તે ખૂબ વાચી હતી અને તેથી એ પુસ્તકોએજ મારા મગજમાં ભયંકર વિચારો મૂકી મને ખુની કામો કરવાને પ્રેર્યો હતો એમા જરાયે શક નથી."

બિશપ પૉટરે કહ્યું છે કે "માણસ જે કક્ષાના પુસ્તકો વાચે છે તેથી ચડતી કક્ષાનો તે થઇ શકતો નથી; એ એક સિદ્ધ વાક્ય છે."

દુર્ભાગ્યની વાત છે કે, આજકાલ તો આ દેશમા કેટલાક બીભત્સ અને ક્રૂર વર્ણનવાળા લેખો લખવા અને છાપવા મંડી પડયા છે!

# १२–सुधारको जोइए छे

કોને સુધારવાને? —પોતાની જાતને સુધારવાને.
કેવા જોઇએ? —યુનિવર્સિટીની પદવી ઇચ્છનારા
નહિ પણ પોતાનું મન જીતવા ઇચ્છનારા જોઇએ.
કેટલી ઉમ્મવાળા જોઇએ? —જિજ્ઞાસારૂપી સૌંદર્ય-
વાળા અને આનંદરૂપી યૌવનવાળા જોઇએ.
શું મળશે? —ઈશ્વરપ્રાપ્તિ !

અરજી કેવી કરવી? ઉત્તર–દીન યાચનાઓવાળી નહિ, પણ યોગ્યતારૂપી આજ્ઞાવાળી અને પરમપ્રાપ્તિના દૃઢ નિશ્ચયવાળી તરતજ મોકલો—

*તમારા પોતાના આત્મા—પરમાત્માજોગ*

ઠેકાણું–મુખ્યત્વે તમારા પોતાના હૃદયમાં.

*મુકામ, સર્વત્ર.*

ॐ ॐ ॐ

# ૧૩–સ્વામી રામતીર્થનાં થોડાંક વચનામૃત

(સ્વામી રામતીર્થ–ભાગ ૬ થી ૯ ના કવરને આધારે)

જે બાબતને માટે પુરુષાર્થ કરવાની ખાસ જરૂર છે, તે બાબતને લોકો ભાગ્ય ઉપર છોડી દે છે, અને જે બાબત ભાગ્ય ઉપર છોડી દેવા જેવી છે, તેનેજ માટે ચિંતા કર્યા કરે છે!

અંધારા ઓરડામાંનું ફરનીચર આમથી તેમ મૂકવાથી કાંઈ અંધારૂં ટળતું નથી, તેમ સંસારના પદાર્થો આમ તેમ ફેરવ્યા કરવાથી–અર્થાત્ ધન ભેગું કરવાથી, મહેલો બાંધવાથી અથવા બુદ્ધિબળે બીજાની મહેનતનો લાભ લેવાથી અજ્ઞાન અને પાપના પોટલા છોડે તેમ નથી

ભવ્ય ભવનો અને મોટા મહેલોમાં રહેનારા કાંઈ સુખી હોતા નથી એમ તો કીડા, જીવડા અને સાપો પણ મહેલોમાં રહે છે

દુનિયાઈ ભોગરૂપી ગુલાબ એવું નથી હોતું કે જેમાં દુઃખરૂપી કાંટો અથવા મધમાખ રહેલા ન હોય અને વિષયતૃષ્ણા બદલ તેના ડંખની વેદનારૂપી દંડ ખમવો પડે નહિ

મનુષ્ય ઉત્તમ કાર્યમાં રોકાય છે, ત્યારે એના નીચલી શ્રેણીનાં કામ બીજાઓ ઉઠાવી લે છે, તેમ મનુષ્ય પોતાના ધ્યેય તરફ આગળ વધતો જાય છે, તેમ તેમ તેના સાંસારિક અને શારીરિક કાર્ય કુદરતના નિયમ પ્રમાણે ઉલટાં વધારે સારી રીતે થયા કરે છે

જગત એટલા માટેજ દુઃખી છે કે તે ખરી વાત સમજતું નથી

જગતમાં જો દુઃખ ન હોય તો સત્ય શોધાઈ પ્રગતિજ થાય નહિ

તમે આદર્શ જીવન ગાળી શકતા ન હો તો તમારૂં ચારિત્ર્ય તદ્દન સરળ અને સહૃદય તો જરૂર બનાવો.

ધર્મની ભાવના આપત્તિમાંથીજ જાગે છે

આપત્તિનો ઉદ્દેશ આત્મરવિનો સાક્ષાત્કાર કરાવવાનો હોય છે.

જેણે હાથ, માથું અને અંતઃકરણ, એ ત્રણે દ્વારવડે જ્ઞાન સંપાદન કર્યું હોય તેનામાંજ ક્રિયાત્મક, બૌદ્ધિક અને આધ્યાત્મિક ત્રિવેણીનો સંગમ થાય છે, એવા હોય તેજ સાચા ભણેલા છે, ખરૂં

શિક્ષણ પામેલા છે અને એનાઓનોજ જગતને અત્યત ઉપયોગ છે

નાના વિચારવાળા મોટા માણસોથી નહિ પણ મહાન વિચારવાળા નાના માણસોથી લોકોનુ કલ્યાણ-ખરો પરોપકાર થઇ શકે છે

યુદ્ધક્ષેત્ર જીતી લેવુ, એ તમારા એકલાના હાથની વાત નથી, પણ મનને જીતવુ એ તો તમારાજ હાથમા છે અને એ વાત પણ ખરી છે કે, જે મનનો સ્વામી બન્યો તે સસારનો પણ સ્વામી બન્યો

જો શરીરમા રહેતુ હૃદય સ્વચ્છ-પાપરહિત ન હોય તો તો એને જમીનમાજ દાટી દ્યો. કારણ કે રાત્રિના ગાઢ અધકારમા દીવા વગરના ખાલી ફાનસની કશી કિમત નથી પણ ઉલટુ બોજારૂપજ છે

સસારના ભય અને આશકા તમને ત્યાસુધીજ ચલાયમાન કરશે કે જ્યાસુધી એમાના નામરૂપવાળા પદાર્થો તમને આકર્ષતા હશે જ્યારે તમે (પરમ સમર્થની સહાય પામી) પ્રલોભનો અને ભયોથી ચળશો નહિ, ત્યારે તો તમે પોતેજ સમસ્ત સસારને હચમચાવી શકશો, અને આ સિદ્ધાન્તમા જે શકા રાખે તેજ કાફર છે-નાસ્તિક છે

પવિત્રતા અને સત્ય, વિશ્વાસ અને ભલમનસાઇ, ઈસ્લામ (શ્રદ્ધા) અને અકબરદિલી (વિશાળ-હૃદય)થી ભરપૂર મનુષ્ય જ્ઞાનરૂપી ફાનસ લઇને જ્યારે આગળ વધવા માડે છે, ત્યારે કોની મગદૂર છે કે એની આડે ઉભુ રહે? તમારા અત ક્રરણમા જો એ વિશ્વાસ અને સત્ય ભર્યા હશે, તો તમારી દૃષ્ટિ લોખડની દિવાલો પણ ચીરી નાખશે અને માત્ર તમારા વિચારની ઠોકરથી પર્વતોના પણ ચૂરેચૂરા થઇ જશે

(સ્વામી રામતીર્થ ભાગ ૧૦-૧૧ ના કવરને આધારે)

આ બાળવિધવાની સુદર આખોમા આસુ જોઇને આપણુ કાળજુ ફાટી નથી જતુ તો પછી આપણે ઋષિઓની સતતિ કેમજ કહેવાઈ શકીએ? આ વિધવાઓની હાય જો આપણને કાળી ભમાનીની પેઠે ભક્ષી નહિ જાય તો બીજુ શુ થવાનુ છે?

હે માનવીઓ, આ ખુશખબર સાભળો! હે લક્ષ્મીની લાલચમા ડૂબી રહેનારા! હે હાવભાવ ઉપર મરી ફીટનારા અને નયન કટાક્ષ ઉપર ઓવરાઇ જનારાઓ! જેના એકાદ માત્ર છૂટાછવાયા

કિરણુ વડે અનેક સૂર્ય અને ચંદ્ર પ્રકાશમાન થાય છે; આ તમામ પુષ્પોના રંગ અને સુવાસ જેના એકાદ પ્રશ્વાસને લીધે ઉપજે છે, અને મગરૂર રમણીઓના સ્મિત જેના માત્ર એકાદ કૃપાકટાક્ષને આભારી હોય છે, તે પ્રકાશોનો પ્રકાશ, તે આનંદોનો આનંદ અને તે સુંદરતાઓનો આત્મા તો ખુદ તમારો પરમાત્મદેવ છે.

કોમળ હૃદયવાળો મનુષ્ય તો બીજાના દુઃખને ચેપી રોગની પેઠે તરત ગ્રહણ કરી લે છે; અને પછી પોતે વહોરી લીધેલા એ દુઃખ અને શોકને ટાળવા સારૂજ તે બીજાઓની સેવા–સહાયતા કરે છે.

ઓ ભારતવાસીઓ ! અંધાર કોટડીઓમાં પેસીને કાળી રાત્રિને દારૂખાના અને કૃત્રિમ ઝાડો વડે શણુગાર કરવાનું તો તમે વિદેશીઓ પાસે શીખો છોજ; પરંતુ હાય ! પોતાના દેશના સૂર્યને (બ્રહ્મવિદ્યાને) તો મો બતાવવાથી પણ દૂર રહો છો !

તમે જેમ સંસારના ક્ષણભંગુર બખેડાઓમાંથી પાછા નથી પડતા; તેમ જો તમે આ આર્યોના જ્ઞાન–ચારિત્રમાં પણ કમર કસીને વળી જશો તો જરૂર અક્ષય જીવન મેળવી નિત્યાનંદ અનુભવશો.

જે વ્યક્તિ અથવા જાતિ આગળ વધવાની ના પાડે છે તેને દૈવ અથવા પ્રકૃતિનો નિયમ ફટકા મારીને ધકેલે છે.

## ૧૪–अमारूं पायाभूत साहित्य अने संस्कृति

"હરકોઇ જાતિની સંસ્કૃતિજ તેનું જીવનસર્વસ્વ હોય છે અને કોઇ પણ જાતિ પોતાની સસ્કૃતિ ખોઇ દઇને જીવી શકતી નથી. આ પાયારૂપ સંસ્કૃતિરૂપી આધારશિલા ઉપરજ જાતિજીવનનો વિશાળ મહેલ બંધાય છે; અને જ્યારે આ આધારશિલા હાલી ઉઠે ત્યારે તો એ મહેલ ગમે તેટલો મજબૂત હોય તોપણ તે જરૂર તૂટી પડવાનો."

"રામાયણ અને મહાભારતની પવિત્ર સંસ્કૃતિનાજ બળથી હિંદુ ધર્મ આજ સુધી જીવે છે. કવિકુલપુગવ વાલ્મીકિની મહિમામયી કલમ જેમ આ આર્ય સંસ્કૃતિઓનો ઉલ્લેખ કરીને ધન્ય થઈ છે; તેમ ગોસ્વામી તુલસીદાસની પણ કલામયી કવિતામાં આર્ય સંસ્કૃતિનો અલૌકિક ચમત્કાર દેખાય છે." પંડિત અયોધ્યાસિંહજી

"અમારું રાજ્ય છીનવી લેવાય; ઐશ્વર્ય ધૂળમાં મળી જાય; વિભવ કચરાઇ જાય; બધી સંપત્તિ લૂટાઇ જાય; ટૂંકમા અમે સર્વ પ્રકારે નિર્બળ બની સર્વસ્વ ગુમાવી બેસીએ; ત્યારે પણ જો અમારાં રામાયણ અને મહાભારત જેવા અલૌકિક રત્ન સુરક્ષિત રહ્યા હોય તો અમે નષ્ટ તો થવાનાજ નહિ." **શિવસ્વામી ઐયર**

"રામાયણ એ કહેવામા તો એક મહારાજાનું જીવનચરિત્ર છે; પરંતુ વાસ્તવમા તો એ ગ્રંથ આ સંસારના મળનો નાશ કરનારા અગ્નિરૂપ છે. એ અંધકારમાં પ્રકાશરૂપ, સ્ત્રીઓનો ધર્મ, પુરુષોનું પૌરુષ, બ્રાહ્મણોનું બ્રહ્મતેજ, ક્ષત્રિયોનો ક્ષાત્રધર્મ, વૈશ્યોનું ધન, શૂદ્રોનો ધર્મ અને ગૃહસ્થાશ્રમી નરનારીઓનો સુખદીપક છે. એ ગ્રંથરૂપી તેજસ્વી દીપક પાસે રાખીને જે કોઇ તેના પ્રકાશમાં ચાલે તે જીવનયુદ્ધમા કદી પણ હારે નહિ." **સંતરામ શર્મા**

"રામાયણને વાંચીને અમે કંઇકના કંઇક બની રહીએ છીએ. અમારામાં ઉંચા ઉંચા ખ્યાલ ઉપજી મનુષ્યના ભૂષણરૂપ સદ્‌ગુણો આવી ખડા થાય છે. સત્યાચરણ, પુત્રોની ભક્તિ, પતિવ્રતાધર્મ, પતિકર્તવ્ય, પિતામાતાનો સ્નેહ, વિનય, ધીરજ, દયા, સારાંશ કે માનુષી ગુણોનું એવું કયું ચિત્ર છે કે જેનું યથાર્થ રૂપ કવિએ પોતાની જાદુભરી કલમ વડે આમા નથી આલેખ્યું ?" **મિ. ગ્રેફ્ટ**

"એમા સ્ત્રીસમાજની પવિત્રતા, શક્તિ અને મહાનતા વિષે જેવો પ્રકાશ સમાયેલો છે; તેવો બીજા કોઈ પણ ગ્રંથમાં નથી દેખાતો.

"મેં મારી કોમના કેટલાય વિવાહોમાં કન્યાઓને રામાયણ દહેજમા આપી છે; કે જેથી તે પતિવ્રત ધર્મ પાળનારી થઇને સ્ત્રીજાતિની મહત્તા માટે ગર્વ રાખે. આથી કરીને મારી જ્ઞાતિએ તો મને કલંકિત કરવાનું બીડું ઉઠાવેલું; પરંતુ મેં સ્પષ્ટ કહી દીધું કે, રામાયણ કંઇ માત્ર હિંદુસમાજનો ગ્રંથ નથી પણ સમસ્ત માનવસમાજની સંપત્તિ છે. × × હાલમા પશ્ચિમની સભ્યતાએ ભારતીય આદર્શની ભવ્યતાને ટાળવા—ભૂંસવામાં કસર નથી રાખી; અને તેથી અમારી નૈતિક શક્તિ પ્રાયઃ બધાંજ ધર્મકાર્યોને માટે ક્ષીણ થતી ચાલી છે." **સૈયદ કાસીમઅલી**

---

તો તેમા નકામરરૂપ થવાનુ પાપ તો નજ કરતો સંપાદક)

(વિવેકાનંદ–ભાગ ૪–૫ નો થોડો ભાવાર્થ)

**ઓ હિંદુ સંતાન!** સીતા સાવિત્રી અને દમયંતી, એ તારી સ્ત્રીજાતિનો આદર્શ છે એ તું ભૂલતો નહિ, તારો ઇષ્ટદેવ યોગીઓનો યોગી, અને ત્યાગીઓનો ત્યાગી ઉમાપતિ શંકર છે તે તું ભૂલતો નહિ, તારૂ લગ્ન, તારી દોલત અને તારી જીંદગી ઇન્દ્રિય-વિલાસ માટે કે અંગત સુખને માટે નથી, એ તું ભૂલતો નહિ, જગદબાની વેદીમા હોમાવા માટે તું જન્મ્યો છે એ તું ભૂલતો નહિ, તારા દેશનુ સામાજિક બંધારણ અનંત વિશ્વવ્યાપી માતૃત્વનોજ પડઘો છે, એ તું ભૂલતો નહિ, અત્યજો, અજ્ઞાનીઓ ગરીબ લોકો અને ભંગી લોકો પણ તારા ભાઇઓ છે એ તું ભૂલતો નહિ

**ઓ હિંદના વીર પુત્ર!** તું બહાદુર થા, હિંમતવાન થા, હિંદવાસી હોવા માટે મગરૂર થા, અને જગતને કહે કે "હું હિંદી છુ, હિંદમા જન્મ્યો છુ અને દરેક હિંદવાસી-હિંદનો ભંગી પણ-મારો ભાઇ છે"

**ઓ હિંદવાસી!** તારી પાસે માત્ર લંગોટી હોય તોપણ તું ગર્વથી મોટે સાદે કહેજે કે "હિંદનુ જીવન એજ મારૂ જીવન છે, હિંદનાજ દેવો મારા ઉપાસ્ય છે, હિંદનોજ જનસમાજ મારૂ બચપણનુ પારણુ, જુવાનીનુ વિલાસક્ષેત્ર અને ઘડપણનુ સ્વર્ગસમુ કાશી છે'

**ઓ મારા ભાઈ!** તુ જગતને કહેજે કે "હિંદની પવિત્ર ભૂમિજ મારૂ સ્વર્ગ છે અને હિંદનુ કલ્યાણ એજ મારૂ કલ્યાણ છે"

**હે ભારતીય!** આ મહામંત્રનો તું રાતદિવસ જપ કરજે કે "હે લક્ષ્મીપતિ! હે ગૌરીપતિ! હે જગદંબા! મને ખરૂ પુરુષત્વ આપજે હે સર્વ બળ ઐશ્વર્યના ભંડાર! મારી નિર્બળતાનો, મારી બીકુતાનો નાશ કરજે અને મને ખરો મર્દ બનાવજે"

આપણે હાલ જેવા છીએ તેવા આપણને બનાવનાર આપણી ભૂતકાળની ભાવનાજ છે, અને તેથી ભવિષ્યમા જેવા થવુ હોય તેવા થવાનો આધાર પણ આપણી હાલની ભાવના ઉપરજ છે

ઉમદા ભાવનાને પોતાના જીવનમા ઉતારી શકનારો એક મનુષ્ય, બીજા તેવી ભાવનાનુ ભવ્ય વર્ણન કરી કલ્પનાના તથા બુદ્ધિબળથી મોગ સિદ્ધાંતોનુ પ્રતિપાદન કરનારા હજારો મનુષ્યો કરતા પણ વધુ બળવાન છે

આપણી વર્તમાન શક્તિ અને બીજા સંયોગોનો પૂર્ણ સદુપયોગ કરીને આપણા વર્તમાન કર્તવ્ય જેટલા પણ સારામા સારી રીતે બજાવીએ, તેટલાજ પ્રમાણમા આપણે ઇચ્છેલી સ્થિતિ અને આપણી વર્તમાન સ્થિતિ વચ્ચેનુ છેટું ઓછું થઇ શકે છે.

અત્યંત સૂક્ષ્મ અને નિરપેક્ષ બુદ્ધિની પ્રેરણા સિવાય કોઇ પણ મહાન કાર્ય સારી રીતે થઈ શકતું નથી.

કાર્ય જેમ વિશેષ મહત્ત્વનું હોય છે, તેમ તે કાર્યનો પ્રેરક આત્મા પણ વિશેષ બળવાન હોય છે.

કાર્ય મેનું પણ હેય, પરંતુ તે કેવી નીતિથી અને કેટલા ઉત્સાહ તથા કાળજીથી કરવામા આવે છે, તે ઉપરથીજ કર્તાની યોગ્યતાના નક્કી કરવી જોઇએ

અમુક સંયોગોને લીધે સામાન્ય મનુષ્ય પણ મહાન કાર્યો કરી શકે પણ ખરો મહાત્મા તો તેજ છે, કે જેના ખૂણે બેસીને કરવાના કાર્યો તો ઉલટા વિશેષ કાળજી અને રહસ્યવાળા હોય છે.

આપણને આપણી ઉદારતાનો પ્રયોગ કરવાની તક આપનારનો આપણે ઘણોજ આભાર માનવો જોઇએ. (કેમકે) પ્રત્યેક પરોપકારનું કૃત્ય આપણી ક્ષુદ્ર વૃત્તિ દૂર કરી ઉચ્ચ વૃત્તિ જગાડવામા મદદ કરે છે અને આપણને પવિત્ર કરી પૂર્ણાવસ્થા તરફ લઈ જાય છે.

જે પરમ જ્ઞાન આપણને એક એવુ પરમતત્ત્વ પ્રાપ્ત કરાવે છે, કે જેને જાણવાથી બાકીનું બધુંજ જાણી શકાય છે, જે જ્ઞાનનું પણ જ્ઞાન છે; અને જેના પ્રભાવથી ભૌતિક વિજ્ઞાનમા ચેતના આવે છે, તે "પરાવિદ્યા"જ ઉચામા ઉચા પ્રકારનું જ્ઞાન છે.

જેનામા સત્ય છે, પવિત્રતા છે અને નિસ્વાર્થતા છે, તેને કચરી નાખવાને સમર્થ હોય એવું એક પણ બળ આ લોકમા કે

પરલોકમાં નથી. આ ત્રણે ગુણો વડે બળવાન થયેલો એકજ આત્મા તેની સામે આખું જગત હોય તો પણ તેની સાથે ટક્કર લઈ શકે છે.

તમારા કાર્યમાં સહાય કરનારા લોકો કદાચ હમણાં નાહ હોય તો વખત આવે પણ તમને તેવા માણસો મળી આવ્યા સિવાય રહેશે નહિ. આપણે ઉતાવળા શા માટે થવું જોઈએ ? કેમકે મહાન કાર્યોને ગતિમાં મૂકનારૂં મહાન બળ શરૂમાં તો લગભગ અદૃશ્યજ રહે છે.

કર્મનાં સાધન અને સાધના તરફ પણ કર્મના પરિણામ જેટલું ધ્યાન આપી કાળજી રાખવાની જરૂર છે.

આપણી સોમાંથી નવાણું નિષ્ફળતાઓનું એજ કારણ જણાશે કે, આપણે તેનાં સાધન અને સાધના તરફ પૂરતું લક્ષ આપેલું ન હતું.

કિંચિત્ પણ ધર્મઘેલાપણું આપણામાં હશે ત્યાસુધી ખરાં શુભ કાર્ય આપણા હાથે થઇ શકનાર નથી.

તમે ખ્રિસ્તી હો, બુદ્ધિસ્ટ હો, જરથોસ્તી હો, જ્યૂ હો વા ગમે તે પંથના હો, પણ તમે દેહાધ્યાસ અને લૌકિક સ્વાર્થ છોડયો છે કે નહિ ? એજ પ્રશ્ન છે.

કર્મો વડે આપણી શક્તિને કેમ ખીલવવી અને તે શક્તિનો ઉપયોગ મુક્તિ તરફ કેવી રીતે કરવો, એ જ્ઞાન કર્મયોગથીજ મળે છે.

કર્મ કર્યા કરો, પણ તે અનાસક્તપણે-નિઃસ્વાર્થપણે કરો.

## ૧૬—ભારતસંતાનો ! તમારી શ્રેષ્ઠ સંસ્કૃતિ સંભાળો.

### સાધુ વસવાણીની ભિક્ષા

("મુસ્લીમ મહાત્માઓ"ના કવરપર "સૌરાષ્ટ્ર"માથી લીધેલા લેખમાંથી)

મારી દૃષ્ટિ આજે ભૂતકાળમાં ભમે છે. મારાં અંતરચક્ષુ સમીપ એ ભવ્ય અને ધર્મશીલ આર્યાવર્તની આકૃતિ ખડી થાય છે, કે જે આર્યાવર્તમાં, આજથી પચીસો વર્ષપૂર્વે, પીતામ્બરધારી બુદ્ધદેવ પરિભ્રમણ કરી રહ્યા હતા અને જનપદે જનપદે કર્તવ્યબોધ આપી રહ્યા હતા. એ બુદ્ધદેવ ભગવાનના સંબંધમાં એક નાનું પણ અતિબોધક કથાનક છે.

એક દિવસ બુદ્ધદેવ તેમના શિષ્યસમુદાયથી વિંટળાઇને બેઠા

હતા દેહાન્તનો સમય નજીક હોવાનુ પોતાને ભાન થયુ હોય તેમ તે શિષ્યોને પોતાના ધર્મસૂત્રોના નિતારની ભેટ કરી રહ્યા હતા ઉપ દેશકાળ પૂરો થયા પછી, એક ના ા શિષ્યે ગુરુદેવની પાસે પ્રશ્ન મૂક્યો "ગુરુદેવ ! આપે સદ્બોધ આ ી લીધો આપે સત્ય જ્ઞાન અને પ્રેમનું સેવન કરવાનુ કર્તવ્ય બતાવી દીધુ, પણ અમને કહો કે, આપના શિષ્યતરીકે, અમારે શ્રાવક જનોને શો સદેશ પાઠવવો?"

અને કથાનક આગળ વહે છે કે બુદ્ધદેવે, તેમના કમળસમા લોચન લગીર ઉચા કરી, સ્મિતનો સૌમ્ય પ્રકાશ પ્રસારતા ઉત્તર આપ્યો 'આત્મજનો ! આર્યાવર્તના જનપદે જનપદે ભટકજો અને તમારી સગાથે ધર્મપદનો સદેશ લઇ જજો કોઇ ગ્રામે, કોઇ નગરે, તમને જનસમુદાય સાપડે, ત્યારે એકજ પ્રશ્ન પૂછજો કે, સસ્કારનુ જતન કરો છો કે નહિ? 'સસ્કારનુ જતન કરો' એ મારો સદેશ છે × × × ×

હુયે આજે ભારતવર્ષના પુત્ર-પુત્રીઓને, એજ જુગજૂનો પ્રશ્ન પૂછુ છુ કે 'સસ્કારનુ જતન કરો છો કે નહિ?' હુયે ભિક્ષુ છુ, યાચક છુ ગામેગામ ભટકુ છુ અને મારા દેશના ભિક્ષુતરીકે-યાચક તરીકે સર્વત્ર એકજ સદેશ આપુ છુ કે-"સસ્કારનુ જત ા કરજો"

તમને તમારી માતાના ઉજ્જ્વળ ભૂતકાળની, ભારતવર્ષના પરમ પ્રેરણાદાયી ભૂતકાળની સ્મૃતિ છે કે નહિ? તમને ભારતવર્ષના વીરો અને સતોની સ્મૃતિ છે કે નહિ? તમને ભારતવર્ષના વિધાયક રામચદ્ર અને શ્રીકૃષ્ણ, યુધિષ્ઠિર અને ભીષ્મ, પવનસૂત અને પ્રહ્લાદ-અહો, એ નામાવલી તો અનત છે!-એમની સ્મૃતિ છે કે નહિ? તમને ભારતકુમારોના આદર્શ, ધ્રુવકુમારના વચનોની સ્મૃતિ છે કે નહિ? પિતાને નામે પ્રભુને ચરણે હુ બલિ બની કૃતાર્થ થઇશ એ ધ્રુવવાણીના રણકાર તમારા મનમા ગુજે છે કે નહિ? સ્મૃતિમાથી નીપજતા સસ્કારનુ તમે જતન કરો છો કે નહિ? ભારતકુમારો ! વિનમ્ર અનુયાયીતરીકે, મારો પણ તમને એજ પ્રશ્ન છે

# ૧૭–ધર્મરૂપી પ્યાલા–કોણ કોનો શત્રુ છે ?

(સ્વામી રામતીર્થ ભાગ ૧૨–૧૩ ઉપરથી થોડો ભાવાર્થ)

---

આ પ્રતીત થતું હિંદુપણું, મુસલમાનપણું અને ઇસાઇપણું, એ તો જુદા જુદા પ્યાલા જેવું છે; કે જે પ્યાલાઓવડે પવિત્ર વિશ્વપ્રેમરૂપી દૂધ પીવરાવવાના યત્ન વખતોવખત થયા કરે છે. × × × એવા પ્યાલા તો આગલા વખતના પણ આપણી સામે અનેક પડયા છે. આપણે તો કોઇ રીતે દૂધજ પીવું જોઇએ. હૃદયની જ્વાલા જેથી શાંત થાય એવું પીણુંજ અમને તો જલદી જલદી આપો.

અમારે તો અકબરદિલીની(હૃદયની વિશાળતાની)જ જરૂર છે. પછી તે ગમે તે પ્યાલામાં ભરીને પાઓ ! ચાહે તો તે પ્યાલો નવો હોય કે જૂનો, ચીતરેલો હોય કે સાદો અને સોનાનો હોય કે માટીનો !

પણ માત્ર એ ખાલી પ્યાલાનીજ ઉપાસના કરવાથી તો વિરોધજ વધે છે. આ બધા પ્યાલાઓ (સંપ્રદાયો અને મનમતાંતરો) તો કેવળ મૂર્તિઓજ છે. જે સાચો સાધક એ બધી મૂર્તિઓમાથી અમૂર્ત આત્મામાં પહોંચી ગયો હોય તેને ધન્ય છે ! મિથ્યા નામરૂપથી ઉપરામ થઇ સાચો પરમાત્મસાક્ષાત્કાર થતાંજ એ પ્યાલો એના હાથમાથી છૂટી ગયો, ફૂટી ગયો, ભાગી પડયો !

અમે તો ધર્મગ્રંથમાંથી અંદરનો મગજ (તત્ત્વ) લઇએ છીએ અને શબ્દરૂપી શુષ્ક હાડકાં તો કૂતરાં તરફ ફેંકી દઇએ છીએ.

કોઇ પણ ધર્મ કે સંપ્રદાયની સાથે તમને વિરોધ હોય તો તેને કાપવાનું–અર્થાત્ ખંડન કરવાનું કાર્ય ન કરો. સીધો માર્ગ એજ છે કે, તમે તેમના હૃદય કરતાં તમારા હૃદયને (અર્થાત્ ચારિત્રને) વધારે વિશાળ–મહાન બનાવો; તમારી પ્રેમભક્તિને એના પ્રેમ કરતા વધારી દો; તમારી માનવપ્રીતિને એની પ્રીતિ કરતાં વધારે વિશાળ કરો; તમારા સાહસને ઉચ્ચતર બનાવો અને સત્યસ્વરૂપ (પરમેશ્વર) ઉપરના તમારા વિશ્વાસને વધારે મહાન (અકબર) બનાવો. સંસારનાં નામરૂપ, એનો બાહ્ય ચળકાટ, દૃશ્યજગતની વિચિત્રતા,

અસંખ્ય સ્વરૂપોની વિવિધતા, એ બધા રાગરંગ ભલે બીજાઓની આંખોને આંજી નાખે; આ શિક્ષકો અને પ્રોફેસરો ભલે એ મૃગ તૃષ્ણાની જાળમા ફસાય; અધિકારી અને અમીરવર્ગ ભલે એ કરોળી આની જાળમા જકડાઇ જાય; પંડિતો અને સાક્ષરો ભલે એ લહરિ- ઓમા જઇ પડે; યુવકો અને વૃદ્ધ ભલે એ સ્વપ્નમા મોહિત થઇ જાય; પરંતુ તમારે તો એ સત્યસ્વરૂપ પરમાત્માને કદી પણ ન ભૂલવો જોઇએ. તમારે તો તમારા નેત્ર એ સત્યાત્મા તરફથી નજ ખસેડવા જોઇએ; અને પછી ઓ શ્રદ્ધાશીલ પુરુષો! ઓ સમ્યગ્દર્શી- ઓ! જોઇ લ્યો કે, એ આનંદ નથી પ્રાપ્ત થઇ શકતો! અને કોણ કોનો શત્રુ છે!

## १८–गीताजी विषे मनहर छंद

મોહને મટાડે પ્રગટાવે આત્મબોધ શુદ્ધ
ભીરુતા ભગાડે યુદ્ધવીરતા જગાવે છે,
ક્ષણમાં મુકાવે અકર્મણ્યતાથી અકર્મીને
કોણ તું, વિશ્વ શું, કર્તા કોણ તે બતાવે છે,
વ્હાલી બહુ જોગીઓવિજોગીઓને ભોગીઓને
જીવતાં ને મૂવા પછી મોક્ષ દરશાવે છે,
જીવનમાં જગ જીતવાનો એ પઢાવે પાઠ
સુખશાન્તિદાતા ગીતા માતાજ કહાવે છે,

(વિદ્યાભાસ્કર શુકલના હિંદી ઉપરથી)

અગ્નિને તણખે બળે, મોટાં જંગલ જેમ;
ગીતા-જ્ઞાન પાળ્યે ટળે, પાપ તાપ સૌ તેમ.

# १९–धर्मज्ञान अने पदार्थविज्ञान

("મહાન સાધ્વીઓ'ના કવરપેજ ઉપરથી)



વિદ્વાનો ભલે આ આખી પૃથ્વીને છિન્નવિચ્છિન્ન કરાવે જોકે તોપણ તેઓ આપણને એવી શક્તિ તો નહિજ આપી શકે કે જે શક્તિવડે ઈશ્વરને ઓળખી શકાય આપણે જો ઈશ્વર નો અખૂટ પ્રેમ અને પવિત્રતા ઇચ્છતા હોઇએ, તો આપણે તેના મહત્ત્વનેજ જાણવા અને પાળવા પાછળ મંડી પડવું જોઇએ

આપણે આ જડવાદ અને અજ્ઞેયવાદની વચમાં થઇને જતા જતા જ્યારે એક પરમાત્મશ્રદ્ધારૂપી પ્રકાશ મેળવી શકીએ છીએ, ત્યારેજ જાણી શકીએ છીએ કે, ધર્મ વિશ્વાસ એ કેવી મૂલ્યવાન વસ્તુ છે એ વિશ્વાસ ઉપજે નહિ ત્યાંસુધી આપણે સમજી શકતા નથી કે, એ પરમાત્માનું અને તેના ઉપરના વિશ્વાસનું મૂલ્ય કેટલું બધું છે મનુષ્યના અંતરમાં ઈશ્વરે આગના મહાપુરુષોદ્વારા જે પ્રકારે પોતાને પ્રગટ કર્યો છે, તે પ્રમાણે અથવા બીજા પ્રકારે અત્યારે પણ તે પોતાનો પ્રકાશ પ્રકટાવવાને શક્તિમાન છે યુરોપના વિજ્ઞાનવેત્તાઓ જોરપૂર્વક બોલે છે કે, પૃથ્વી કેવળ જડ પદાર્થથી ભરપૂર છે, પરન્તુ હું તો મોટે સાદે કહી શકું છું કે ઈશ્વર પણ છે અને સ્વર્ગ પણ છે તેમની નાસ્તિકતા તરતમાં આપણા ઉપર માયાજાળ ફેલાવી શકે, પણ છેવટે તો હૃદય ઉપર ધર્મનુંજ રાજ્ય સ્થપાઇ જઇ એકેશ્વરવાદનોજ જય થશે ઈશ્વર એક છે, પ્રેમસ્વરૂપ છે ન્યાયવાન છે, અને મૃત્યુ પછી પણ માણસનું જીવન કાયમ રહે છે એ મહા સિદ્ધાંતનાજ પાયા ઉપર બધા ધર્મનો આધાર છે, અને એજ સત્ય હમેશાં કાયમ રહેશે

× × × ×

એક મહાન સાધ્વી કહે છે કે–'મને ધર્મનું શિક્ષણ સૌથી પહેલું માતપિતાના પાસેથી મળ્યું છે મને યાદ છે કે, હું માતાની સાથે બેસીને પ્રાર્થના કરતી, પિતાની આગળ ધર્મસંગીત ગાતી,

રવિવારને દિવસે અમારા ઘરમા કોઇને પણ ધર્મપુસ્તક સિવાય બીજી કોઇ ચોપડી વાચવા દેવાતી નહિ. દરરોજ પ્રાતઃકાળે અમારા ઘરમા પુસ્તકાલયવાળા ઓરડામા ઉપાસના થતી. પછી ધર્મગ્રંથનો પાઠ થતો. ત્યારપછી ધર્મસંબધી વાતચીત થતી. એ ધર્મચર્ચા મને બહુજ ગમતી. એમ નાની વયથીજ હું તેમા આનંદ મેળવતી હતી. અને ઇશ્વરનો પવિત્ર ભાવ મારા ચિત્તને બહુ ખેંચતો. મને યાદ છે કે, એક દિવસ એ ભાવની એક કવિતા વાચીને હું આનંદમા ઘેલી થઇ ગઇ હતી.

---

## २०—अंग्रेजी शिक्षा का कुप्रभाव

(શુભસંગ્રહ-ભાગ સાતમાના ફકરના આધારે)

સિદ્ધ ભી હો ચુકા હૈ કિ અંગરેજી ભાષા હમેં અંગરેજ તો ન બના સકેગી, પર ભારતીય ભી ન રહને દેગી

અંગરેજી શિક્ષા હમારે ઇતિહાસ કો તોડ મોડ કર ઇસ પ્રકાર હમેં સિખાતી હૈ કિ ઇસસે લાભ કી અપેક્ષા હાનિ હોતી હૈ. ઘટનાઓ સે હમ ઠીક પરિણામ નહી નિકાલ સકતે. લેથબ્રિજ ઔર હંટર જૈસે ઇતિહાસલેખક હમેં અપની પ્રાચીન સભ્યતા, ગૌરવ ઔર પ્રતિષ્ઠા ક્યા બતાયેંગે?

જબ ભાષા ન રહી તો સાહિત્ય ભી સાથ હી નષ્ટ હો જાતા હૈ × × અંગરેજી શિક્ષા ને હિંદી સાહિત્ય કો ભી નષ્ટ કર દિયા!

હમારે સામાજિક જીવન પર ઇસકા ઐસા પ્રભાવ પડા હૈ કિ હમ સદાચાર કો ભી ખો બૈઠે ઔર પાશ્ચાત્ય સભ્યતા કી દિખ-લાવે કી વસ્તુઓં કો હમને ગ્રહણ કર લિયા. હમ ન ઘર કે રહે ન ઘાટ કે, ન ઇધર કે ન ઉધર કે. અંગરેજી શિક્ષા ને હમારે આચારવિચાર કો નષ્ટ કર દિયા. સચ્ચી ચેતનતા ઔર વિચારશક્તિ હી હમારા જાતીય ગૌરવ કી રક્ષા કર સકતી હૈ.

# ૨૧–અવજોના ખર્ચે ચાલતો ખ્રિસ્તીઓનો પ્રચાર

## એ જોવા છતાં પણ ચેતવાની અક્કલ આપણામાં નહિ આવે !

(શુભસંગ્રહ–ભાગ પાંચમાના કવરપેજ ઉપરથી)

ભારતવાસીઓને ખ્રિસ્તી બનાવવાનું પ્રચારકાર્ય કેટલું જોર-શોરથી ચાલી રહ્યુ છે, તેનો ખ્યાલ બહુ થોડા ભારતવાસીઓને હશે બ્રિટન, અમેરિકા, જર્મની વગેરેના અનેક ખ્રિસ્તી મિશનોને એ કાર્ય માટે પોતપોતાના દેશોમાથી જે થોકબંધ પૈસા મળે છે, તે વગેરેનો થોડોક અહેવાલ હિંદુ સમાજની માહિતી માટે નીચે આપીએ છે.

ભારતવર્ષમા જે ૭૦૦ ખ્રિસ્તી સંસ્થાઓ મોટા પાયા ઉપર કામ કરી રહી છે; તેમાની મુખ્ય આ પ્રમાણે છેઃ—બ્રિટિશ મિશન પોતાના દેશમાથી ભારતમાં ખ્રિસ્તીધર્મના પ્રચાર માટે દર વર્ષે પોણાત્રણ કરોડ પૌંડથી કંઈક વધુ રકમ મેળવે છે; અમેરિકન મિશન લગભગ ૫ કરોડ પૌંડ મેળવે છે; સ્વીડન, નોર્વે અને સ્વીટ-ઝર્લેન્ડનાં મિશનો ૮ લાખ પૌંડ તથા જર્મનીનું મિશન ૭૦૦૦ પૌંડ મેળવે છે. આવી મદદ તેમને દર વર્ષે મળ્યા કરે છે અને એ ધનવડે અનેક ઉપાયોદ્વારા ખ્રિસ્તી બનાવવાનું કામ ચાલ્યા કરે છે.

એ મિશનોમા સાત હજારથી વધારે દેશી ખ્રિસ્તીઓ તથા અઢારહજારથી વધારે વિદેશી પાદરીઓ કામ કરે છે. એ પાદરીઓમાં પુરુષો ઉપરાત ૧૪૮૧ વિવાહિત સ્ત્રીઓ તથા ૨૪૦૮ કુમારિકાઓ છે. હિંદુસ્થાનમા આ મિશનોના ઉપદેશકો તૈયાર કરનારા ૬૧ વિદ્યાલયો, ૧૪૧ અનાથાલયો, ૧૭૦ શિલ્પવિદ્યાલયો, ૭૧૭ હાઇસ્કૂલો, ૧૫૦૦૦ થી વધારે રવિવારની નિશાળો, ૯૮ ખેતીની શાળાઓ, ૫૦ કૉલેજો, ૯૪ ટ્રેનિંગ સ્કૂલો અને ૪૩ છાપખાનાંઓ ચાલે છે; અને દેવળોના અધિકારીઓ તરફથી ૬૫ સ્કૂલો, ૯૯ વર્તમાનપત્રો અને ૪૦૦ થી વધારે દવાખાના કાયમનાં ચાલે છે. આ મિશનો તરફ-થી ૧૫૦૦ ડૉક્ટરો અને નર્સો જનસમાજની મફત સેવા કરે છે તથા ૫૦,૦૦૦ શિક્ષકો શિક્ષણ આપે છે. આ મિશનોની સ્કૂલો અને

કૉલેજોમાં પાંચ લાખથી વધારે વિદ્યાર્થીઓ શિક્ષણ મેળવે છે. આ મિશનોની સભાઓમાં લગભગ ૮ લાખ સભાસદો છે અને તેમના તરફની આવક લગભગ ૧૯ લાખની થાય છે.

શું આપણા સમજુ હિંદુ શ્રીમાનોએ, ધર્મપ્રેમીઓએ, દેશાભિમાનીઓએ, અગ્રેસરોએ અને વિદ્વાનો વગેરેએ આ બાબત તરફ ધ્યાન નહિ આપવું જોઇએ કે આ બધા ખ્રિસ્તી અનાથાલયો, સ્કૂલો, કૉલેજો અને ઇસ્પિતાલો વગેરે ભારતવાસીઓને **ફસાવવાની અને તેમના વિરોધીઓ વધારવાનાં જાળો** છે ! હિંદુઓ આ જાળોમાંથી પોતાનાં ભાઇબહેનોને બચાવવા માટે શું કરી રહ્યા છે ? શું તેમનામાં એટલી પણ અક્કલ નથી કે જ્યાંસુધી આપણે હિંદુઓ તરફથી સરળ સ્વભાવવાળી નિરાધાર અબળાઓ, અશક્તો, અનાથો, ગરીબ રોગીઓ અને અંત્યજો વગેરેની સેવા બજાવવા માટે એના જવાબમાં પૂરતાં અનાથાલયો, સ્કૂલો, કન્યાશાળાઓ તથા દવાખાનાં વગેરે ખોલવામાં નહિ આવે, ત્યાંસુધી ખાલી વાતોના તડાકાથી, ઠરાવો પસાર કરવાથી અથવા અનેક બાબતોના બડેખા બની પોકળ કીર્તિ પાછળ શક્તિ વેડફી નાખીને એકનિષ્ઠ થવાના ઉત્તમ ધોરણથી છેટા રહેવાથી આપણે ખ્રિસ્તીઓની સ્પર્ધા નહિજ કરી શકીએ ? વળી આપણા ધનવાનો વગેરે પણ હજી શું યુરોપિયનોની વિલાસિતાનુંજ અનુકરણ કર્યા કરશે ? એમના ધર્મપ્રચારને માટે દરવર્ષે અબજો રૂપિયા ખર્ચવાના ઉત્સાહનું તેઓ દશમા ભાગે પણ અનુકરણ નહિજ કરે; તો પછી રૂશિયાના જેવું બોલ્શેવીઝમ જાગીને બધા ધનવાનોની સંપત્તિ લૂંટી લેવાય એમાં આશ્ચર્ય શું !!!

(હિંદી "સુધા"માંથી સ્વતંત્રાનુવાદ કરનાર [illegible] ભિક્ષુ-અખંડાનંદ)

# २२–सोनेरी सखुनो

(આદર્શ દૃષ્ટાંતમાળા–ભાગ ૧ લાના કવરને આધારે)

**'સન્માન'** એ એવી વસ્તુ નથી કે જે દાવો કરવાથી મળી જાય, એ તો લાયકાત હોય ત્યા આપોઆપજ આકર્ષાઇ આવે છે

ઓછી જરૂરના કામોમા શક્તિ, આયુષ્ય અથવા ધન વાપરી દેવાથી પછી ખરી જરૂરના કામો કરવાની શક્તિ રહેતી નથી.

બીજાનુ દુઃખ પોતાનુ ગણવુ એજ **મહાત્માપણું, સહાનુભૂતિ, સમભાવ** અથવા સર્વોત્તમ ધર્મ છે એ ધર્મ પાળે તેજ ધન્ય છે.

**બે વાતો અવશ્ય ભૂલી જજો:**–(૧) બીજાઓએ તમારી વિરુદ્ધ જે કાઇ કહ્યુ અથવા કર્યું હોય તે અને (૨) બીજાઓ ઉપર તમે કાઇ ઉપકાર કર્યો હોય તે.

અધિકાર–યોગ્યતા–મેળવ્યા વિનાજ મુક્તિ શોધશો તો વધુ બંધાશો પરમ મોક્ષ પામવુંજ હોય તો સેવાપાત્ર હોયં તેની નિષ્કામ સેવા કરો એજ અત્યારે તમારી શ્રેષ્ઠ સાધના અને મુખ્ય **સ્વધર્મ** છે

ધનવાનનુ હૃદય ધનમા અને ભક્તનું હૃદય **ભગવાન**મા રહે છે.

ચમત્કાર બતાવવા એ જાદુગરનુ કામ છે; ઇશ્વરભક્તનું નથી.

ઈશ્વર તો સર્વત્ર રહેલોજ છે; પણ જેઓ હરેક બાબતમા એ વાત યાદ રાખીને તે પ્રમાણે વર્તે છે તેજ ખરો મહાપુરુષ છે.

મૃત્યુથી બીનારને સદાય તેનો ભય ભોગવવો પડે છે, અને જે મૃત્યુથી ડરતો નથી તેને તો થોડી વારજ પીડા રહે છે

વસ્તુ અને પડ, બંને બગાડવા કરતા માત્ર વસ્તુજ બગડવા દ્યો.

બીજાને દુઃખી જોઇને દુખ ન થાય, તે પશુથીએ નીચ છે.

ઘડપણમા હરિ ભજવાનુ તો પાદશાહથી પણ નથી બનતું.

રાજ્યનું ધન, એ રાજાની મિલ્કત નહિ પણ પ્રજાની અનામત છે

સારા માણસોની સાથે અને ભગવાનની સાથે (ઇશ્વરી નિયમોની સાથે) યુદ્ધ કરવુ એ તો સેતાન સિવાય બીજાને પાલવેજ નહિ.

ઘડપણમાજ ભક્તિ કરવી એ તો સેતાનનું એઠું પ્રભુને ધરવા જેવું છે.

ભોગો ભોગવ્યાથી તો વાસનાઓ તૃપ્ત નહિ થતા ઉલટી વધે છે.

# ૨૩—નેપોલિયનની અમુક ખાસ વિશેષતાઓ

("મહાન નેપોલિયન' ઉપરથી)

તે પોતે કરી ન શકે એવુ કોઇ પણ કામ તે બીજાને સોંપતો નહિ

તેનુ સામ્રાજ્ય શરીરોપર નહિ, પણ અંતકરણ ઉપર હતુ

પોતે દિગ્વિજયી થયો અને કરોડો સોનામહોરો તેના પગમા અથડાતી હતી, પણ તેની ખાનગી તીજોરી તો ખાલીજ રહેતી

તેનુ ગૃહજીવન સાદાઈ, નીતિ અને પરિશ્રમના ઉદાહરણરૂપ હતું

નજીવી બાબત પણ તે ધ્યાનબહાર જવા દેતો નહિ

હિસાબી ખાતાની ભૂલો તે અજાયબ જેવી રીતે પકડી આપતો

તેને બાળકો બહુ ગમતા (સેન્ટ હેલીનામા) જનરલ બર્ટ્રેન્ડના છોકરાને તે વખતોવખત નોતરતો અને તેમની ધીંગામસ્તીથી આખુ ઘર ગાજી રહે ત્યારે તેને ઘણો આનંદ આવતો તેમની સાથે તે પણ રમવા લાગતો અને તેમના નાના કજીયા પતાવતો

તે જમાનામા તમામ યુવકો વિષયલપટ થયેલા, ત્યારે નેપોલિયન એક સાધુના જેવી દૃઢ અને નિષ્કલંક નીતિ રાખતો હતો

તે અત્યંત મિતાહારી હતો દારૂને તો તે અડતો પણ નહિ રાતે અને દિવસે નિરંતર મહેનત ર્ક્યા પછી માત્ર લિંબુનું શરબતજ તે પીતો જુગાર અને લાચરૂશ્વતનો તેને અત્યંત તિરસ્કાર હતો વિષયવાસનામા તેણે એક યોગીની માફક સયમ રાખ્યો હતો નાપ્રસ શહેરની રૂપવતી વારાંગનાઓએ આ યુવાન સેનાધિપતિને મોહજાળમાં ફસાવવાનો ઘણોએ પ્રયત્ન કરેલો પણ તે વ્યર્થ ગયેલો

આ મહાન શહેનશાહ પોતાની કચેરીના નોકર કરતા પણ વધારે કનાક કામ કરતો હતો મિત્રોને મળવુ, જમવુ-જમાડવુ, વગેરે સાંસારિક કાર્યો કરવાનો તેને અવકાશજ ન હતો તેના દિવસો કામકાજમા જતા અને રાત્રિઓ અભ્યાસમા જતી હતી

આખો દિવસ રાજદ્વારી પ્રકરણોમા સખત માનસિક પરિશ્રમ કર્યા પછી સેંટ કનાઉડનો મહેલ છોડીને રાતોરાત ૧૮૦ માઇલની

મુસાફરી કરીને બીજે દિવસે બપોરે તે બેલોન આવી પહોંચતો; અને જાણે કશોજ થાક લાગ્યો ન હોય તેમ એક પળવારનો પણ આરામ લીધા વગર તે છાવણીના તમામ ખાતા તપાસી વળતો.

બેરન લેગન લખે છે કે "નેપોલિયન તરફ અમારી કેવી ભક્તિ હતી તે આજની પ્રજા સમજી શકશે નહિ. નેપોલિયન સન્મુખ ઉભા રહેવુ, તેનો અવાજ સાભળવો અને તેની ભવ્ય મુખાકૃતિનુ દર્શન કરવું અમારા ભાગ્યમા હતુ, તેને માટે અમે મગરૂર છીએ. તે અમારો માત્ર રાજાજ ન હતો પણ અમારો પિતા પણ હતો, અમારો ગુરુ પણ હતો; અને અમારો ઉપાસનીય દેવ પણ હતો. તે સામાન્ય મનુષ્ય ન હતો, પણ ઈશ્વરની વિભૂતિનો ખ્યાલ આવે એવો દેવતાઇ પુરુષ હતો."

---

## ૨૪–નેપોલિયનનો પુસ્તકપ્રેમ

("મહાન નેપોલિયન" ઉપરથી)

"નેપોલિયન મુસાફરી દરમિયાન પોતાની સાથે ગાડું ભરાય તેટલા પુસ્તકો રાખતો અને થોડી મિનિટ મળે ત્યારે પણ કાઇક વાચી લેતો "

"સાહિત્ય, વિજ્ઞાન કે ધર્મ–કોઇ પણ વિષયને લગતા જે જે નવા પુસ્તકો દેશમા નીકળે તેની નકલ તે અવશ્ય ખરીદતો અને તેના ઉપર (ઘોડાગાડીમા બેઠે બેઠે પણ) આખ ફેરવી જતો, તથા નિરુપયોગી જેવું લાગે તે પુસ્તક ચાલતી ગાડીએ બારીમાથી ફેંકી દેતો; આ પ્રમાણે માર્ગમા કાગળોની કાપલીઓ તથા પુસ્તકો વેરાયા હોય તે ઉપરથી તે કયે રસ્તેથી ગયો હશે તે જણાઇ આવતુ હતુ"

# ૨૫–નેપોલિયનનાં થોડાંક વચનામૃત

"દેશોદ્ધાર માટે ઉત્તમ માતાઓના જેટલી જરૂર બીજી કશી નથી"

"મારા હૃદયમા જો કાઈ પવિત્ર અને ઉદાર ભાવનાઓ હોય તો તે મને મારી માતા પાસેથી પ્રાપ્ત થઇ હતી"

"હુ જીવીશ ત્યાસુધી તો સરકારી લોનો અને નોટોના કાગળિયા કાઢીશ નહિ"

"માણસમાત્રને ધર્મની જરૂર છે. માત્ર સુલેહશાન્તિ માટેજ નહિ, પણ દરેકના આત્મકલ્યાણ માટે ધર્મ આવશ્યક છે"

"સ્ત્રીકેળવણીમા પણ ધર્મશિક્ષણ બહુ અગત્યનુ છે. કન્યાઓ શાળા છોડે ત્યારે ફેશનદાર રમણીઓ નહિ પણ સુશીલ સન્નારીઓ નીવડે અને તેમનો મોહ ટાપટીપ કરવામા નહિ પણ તેમના ઉચ્ચ ગુણો ખીલવવામા રહેલો હોય, એવુ જોવાને હુ ઘણો ઉત્સુક છુ."

"માણસો ઘણુ ખાઇને માદા પડે ને મરે ખરા, પણ થોડુ ખાધાથી માદા પડયા હોય કે મુવા હોય એવુ મે કદી સાભળ્યુ નથી"

"જે કારણથી શરીર બગડયુ હોય તેનાથી તદ્દન ઉલટી રહેણી કરણી રાખવી, એટલે કુદરતનુ સમતોલપણુ પાછું આવી જાય છે"

"મને દવા ઉપર જરાએ ભરોસો નથી. મારે માટે તો ઉપવાસ અને ઉષ્ણ સ્નાન બેજ ઓષધ પૂરતા છે"

"બીજી બધી લલિતકળાઓ કરતા સગીત માણસના હૃદય પર ઘણામા ઘણી અસર ઉપજાવી શકે છે, અને સમાજનાયકે તો એ કળાને સૌથી વિશેષ ઉત્તેજન આપવુ જોઇએ. એક સુંદર ગીતની સ્વરલહરી તરતજ ચિત્તવૃત્તિને મૃદુ બનાવી દે છે, અને નીતિસંબધી પુસ્તક કરતા સગીતની નૈતિક અસર વધારે બળવાન હોય છે."

"જાહેર બાગમા વધારો કરવાનુ, ગદા લત્તાઓને સુધારવાનું, શહેરની ગદકીને દૂર કરવાનુ અથવા એવુ કંઇ જાહેર ઉપયોગનું કામ કરવાનુ હોય, ત્યારે તો હુ તેની પાછળ માગ સવળા ભજાથી મંડયો રહુ; રોજના બથી દશ કાગળો લખુ અને આખરે ગુસ્સે પણ થાઉં તોજ તે કામ ઠીક ઠીક થઇ શકતું."

# ૨૬–સાવધાન ઓ રાજાઓ અને ધર્મગુરુઓ!

(સ્વામી રામતીર્થ ભાગ ૧૨–૧૩ ઉપરથી)



હિંદુસ્તાનના એ રાજારજવાડાઓ! ધર્મગુરુઓ! શૂદ્રો અને રાજકર્તાઓ! થોડાજ વર્ષોમા શુ પરિણામ આવશે તેના તમને ખ્યાલ છે? ગમે તો મને વિચિત્ર મનુષ્ય ગણીને હસી કાઢો, પરંતુ મારી સમક્ષ દેખાય છે કે, આ જગત સ્વામીઓ (સાચા સંન્યાસીઓ–કર્મવીરો) થી ઉભરાઇ રહ્યુ છે; પૃથ્વીપર દેવો સંચાર કરતા હોય એમ ભાસે છે; મનુષ્યોમા ચાલતા અયોગ્ય ભેદ નષ્ટ થઇ ગયા છે.

આપણને શું અગ્નિ અથવા શસ્ત્રોની જરૂર પડશે? ના. પોલીસની? ના. આ શુ હવાઈ કિલ્લા છે? કેવલ મનોરાજ્ય છે? ના. શું આ કેવલ વિચારભ્રમ છે? ના. આ શું સામ્યવાદ કે રાષ્ટ્રવાદ છે? હશે; પરંતુ એ તો હિંદુસ્તાનમા મૂળથીજ છે; કાઇ નવો નથી વેદાન્તનો એ તો એક સ્વાભાવિક ઉપસિદ્ધાંત છે. હે હિંદવાસીઓ! જો તમે આત્માને ઓળખશો અને સ્વાર્થબુદ્ધિ છોડી દેશો તો તમારો (પરાધીનતાનો) રોગજ કયા રહેશે? આંતરિક ઉપાધિ (અયોગ્યતા–અજ્ઞાન) નષ્ટ થતાજ બાહ્યોપાધિ (દુઃખ–દારિદ્ર, પરાધીનતાદિ) એની મેળે શમી જશે. યુક્તિ કે પ્રપંચની જરાયે જરૂર નથી. શંકા અથવા ભીતિ રાખવાનું કાઇ કારણ નથી. બીકણ–બાયલા ઈશ્વરદ્રોહીઓ ભલે તેમને ફાવે તે માર્ગ સ્વીકારે.

એ ભપકાના પ્રેમી ભકતો! આર્યોના સંન્યાસ અને ત્યાગના ધ્યેય તમને સ્વપ્ન જેવા ભાસે છે; પણ સાવધ રહો! તમને ઢંઢોળીને જગાડવાનો અને તમે કેવા ભયંકર ભ્રમમા પડયા છો, એ સમજાવવાનો સમય હવે આવી પહોચ્યો છે. જેનામા શ્રદ્ધાભક્તિભર્યો ત્યાગ નથી, તેને તો માત્ર અનુભવી અને બાહોશ જંગલી પ્રાણીજ કહેવો ઘટે.



# ૨૭–ગૃહદેવીઓનું મંગલ ગીત

(ભારતના સ્ત્રીરત્નો–ગ્રંથ ત્રીજા ઉપરથી)

"અમે સ્નેહ ને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ;
અમે સ્વર્ગથી સંસારતટે ઉતર્યા રે લોલ.
અમે શાન્તિ ને આનંદ બધે રેલીએ રે લોલ;
અમ હાસ્યમા તો તેજના અંબાર છે રે લોલ.
અમે વાણીથી સ્વર્ગસુધા રેડીએ રે લોલ;
અમ નેણુમા પ્રેમની ધારા ઝરે રે લોલ.
અમે ધાત્રીઓ સંસારની ગણાઈએ રે લોલ,
અમે વીર કાંઇ ઉછંગમા હુલાવીએ રે લોલ
અમ ઉરથી અમૃતની શેરો ઝરે રે લોલ;
અમી પાઇને દેવાંશીઓ ઉછેરીઓ રે લોલ.
અમે વિશ્વના સંતાપ સર્વ ફેડીએ રે લોલ;
તપ્યા માનવીને છાય શીળી આપીએ રે લોલ.
દુખી માનવીનું શિર ખોળે રાખીએ રે લોલ;
અમે ઉતર્યા રોતાના આંસુ લૂછવા રે લોલ.
અમ હાસ્ય થકી શોભતો સંસાર છે રે લોલ;
અમે વિશ્વમા સૌન્દર્યના અવતારશા રે લોલ.
અમે કાન્તની માનીતી ગૃહદેવીઓ રે લોલ,
અમે રાજી તો પ્રભુ સદા પ્રસન્ન છે રે લોલ.
અમે સ્વર્ગને સંસારમા ઉતારીએ રે લોલ;
અમે સ્નેહ ને સૌજન્ય કેરી દેવીઓ રે લોલ."

(નર્મદાશંકર બાલાશંકર પંડ્યા)

# ૨૮—સાચા સાધુ અને મહાન પુરુષો વિષે

("ઉપદેશસારસંગ્રહ" ઉપરથી)

કીર્તિને વધારે એવી પાયમાલી, અને યશ આપે એવું મરણ સાચા મહાત્મા સિવાય બીજાઓને મળતા નથી.

જનસેવાનો ગૌરવભર્યો આનંદ તો માત્ર એવાજ મહાત્માઓને મળે છે, કે જેઓ મહેનત કરવામા પાછા હઠતા નથી.

ખરાબ અને સારા મનુષ્યો બહારથી કેવા મળતા આવે છે! બાહ્ય આચાર અને ઉચ્ચારમા આવું સરખાપણું બીજે નથી જણાતું.

સાધુજનો કરતા મલિન જીવો એક રીતે વધુ સુખી હોય છે. કેમકે તેમના અંતરમાં એટલો મેલ હોય છે કે તેમને પોતાના અયોગ્ય હેતુ અને જૂઠપ્રપંચાદિ દોષ દોષરૂપે જણાતા નથી, અને તેથી આતરિક ડંખ પણ એ પાપાત્માઓને વેઠવા પડતા નથી!

મેળવવા યોગ્ય જ્ઞાન અવશ્ય મેળવવું; પરંતુ આચરણ પણ તેને અનુસરતાં કરવા જોઇએ.

કાન માટેનું ભોજન પૂરું થયા પછીજ પેટને ભોજન આપજો.

બહુશ્રુત મનુષ્યો પૃથ્વી પરના સાક્ષાત્ દેવતાઓ છે.

જેમને કીર્તિની કાળજી હોય છે, તેઓ પોતાના રાઇ જેવા દોષને પણ પહાડ જેટલો સમજે છે.

ડાહ્યો કે બુદ્ધિવાન તેજ છે, કે જે ફરી જન્મવા જેવી મૂર્ખાઇમાંથી ઉગરી સત્ય અને સંપૂર્ણતા મેળવવા મચી પડે છે.

ધરતી માતા જેમ ખોદનારાને પણ આશ્રય આપે છે; તેમ તમને કોઇ સતાવે તો સાખી લેજો. ખરી મોટાઇ એમાજ છે.

નુકસાન કરનારને સજા કરવાની સાચી રીત તો એજ છે કે, તેના ઉપર ઉપકાર કરીને તેને શરમીંદો બનાવવો.

અનુકમ્પા જેવી ઉત્તમ દોલત આ સંસારમાં બીજી નથી; પરલોકમાં પણ તમને એના જેવો ખજાનો નહિ મળે.

જગતમાં બે અવસ્થાઓ પરસ્પર વિરોધી છે. એક તરફ સાંસા-

રિક સફળતા અને મલિનતા હોય છે; તથા બીજી તરફ સાધુતા અને પવિત્રતા હોય છે. (અર્થાત્ એ બેઉ બાજુઓ સાથે નહિ સધાય)

દયાથી ઉભરાતું દિલ એ મોટામાં મોટી દોલત છે. કારણ કે જડ દોલત તો નીચ પાપીઓ પાસે પણ હોય છે.

જે મોહને લીધે મનુષ્ય અસ્થાયી પદાર્થને સ્થાયી માની લે છે, તે મોહ જેવી મોટી મૂર્ખતા બીજી કોઈ નથી.

## ૨૯—લક્ષ્મીનો વાસ

(ભારતનાં સ્ત્રીરત્નો-ગ્રંથ ત્રીજા ઉપરથી)

એક દિવસ ભગવાન વિષ્ણુએ લક્ષ્મીજીને પૂછ્યું:–"હે પ્રિયે! સ્ત્રીજાતિમાં તમારો વાસ ક્યાં ક્યાં છે?" ત્યારે લક્ષ્મીજીએ કહ્યું:–

"પ્રભો! જે સ્ત્રી માતાપિતા, સાસુસસરા આદિ વડિલોની પૂજા કરે છે અને પતિ ઉપર પ્રેમ રાખે છે તેને ત્યાં મારો વાસ છે."

"જે સ્ત્રી સુંદર વસ્ત્રાલંકારોથી નહિ પણ સદાચારથી પોતાનું અંગ શણગારે છે; જે કંકણથી નહિ પણ દાનથી પોતાના હાથ શોભાવે છે; જે નવા નવા અભિલાષો નહિ વધારતાં આત્મસંયમ વધારે છે; જે સર્વ સાથે સૌજન્ય અને સલાહસંપથી રહે છે અને જે સદા મધુર વાણીથી બોલે છે; તેને ત્યાં મારો વાસ છે."

"જે સ્ત્રી સદા ઉદ્યોગી, સંતોષી, પ્રસન્નમુખી, મિતાહારી અને મિતાચારી-રહીને હૃદય અને શરીર પવિત્ર રાખે છે, તેને ત્યા હું વસું છું."

"જે સ્ત્રી પોતાની જાતની, બાળબચ્ચાંની, પતિની અને અન્ય કુટુંબીજનોની સંભાળ રાખે છે; બચ્ચાંને પ્રીતિપૂર્વક પોતાનેજ હાથે ઉછેરે છે અને કેળવે છે તેને ત્યાં મારો વાસ છે."

"જે સ્ત્રી સૂર્યોદય પહેલાં ઉઠીને દેહ, વાળ, દાંત, કપડાં અને ઘરમાંનું બધું સાફ કરે છે; તથા કાળજીપૂર્વક ઘરકામમાં મંડી જઈ પતિ તથા બાળબચ્ચાંને સુખી રાખે છે; તેને ત્યાં મારો વાસ છે."

# ૨૦–થોડીક અગત્યની શિખામણો

( "ઉપદેશસારસંગ્રહ" ઉપરથી )

જે ધર્મવૃદ્ધ હોય–અર્થાત્ ધર્માચરણ કરતા કરતા વૃદ્ધ થયા હોય–તેમનો આદર કરો અને તેવાનીજ મૈત્રી મેળવો.

જેને ઠપકાપૂર્વક દોષ કહી શકે એવા મિત્ર મળ્યા હોય, તેવા માણસને નુકસાન કોણ કરી શકે તેમ છે?

ઘણા શત્રુ બનાવવા એ મૂર્ખતાજ છે; પણ સજ્જનોનો પરિચય જતો કરવો એ વળી એથી દશગણું ખરાબ છે.

જેનું ભલું કરવું હોય તેના સ્વભાવ અને લક્ષણનો ખ્યાલ નહિ રાખો તો ભલાઇ કરવામા પણ ભૂલચાપ થવાનો સંભવ છે.

મનુષ્યના સારાપણા અને નરસાપણાનો તોલ કરો; અને જે વસ્તુ વધારે જણાય તેજ તેનો સ્થાયી સ્વભાવ છે એમ માનો.

દેખાવ પરથીજ કોઇનો તિરસ્કાર ન કરો; કેમકે એવાઓમાં એવા માણસ પણ હોય છે, કે જેઓ વેગબંધ દોડતા એકાદ મોટા ગાડાની ધરીના ખીલા જેવા બહુ અગત્યના હોય છે.

નાગી તલવારના જેવા ખુલ્લા દુશ્મનથી ડરવું નહિ; પણ મિત્રને વેશે આવનાર શત્રુથી સદા સાવચેત રહેવું.

મજાકમા પણ હલકા શબ્દો બોલવાથી મનુષ્યની લાગણી દૂખાય છે; માટે સુસંસ્કારી લોકો દુશ્મનોપ્રત્યે પણ અવિનયી થતા નથી.

ભાગ્યવશાત્ સમૃદ્ધિ મળી હોય, તો વિનાવિલંબે એવાં કામો કરો, કે જેથી સ્થાયી કલ્યાણ થાય.

અંતકાળે વાચા બંધ થઇ જાય અને ગળામાં ખોખરી બાઝી હેડકીઓ આવે, તે પહેલાંજ શુભ કાર્યો તો કરી લેજો.

પરૂથી ભરેલા ભિખારીને ભાળો; જ્ઞાનીઓ કહે છે કે, એણે આગળ બીજાઓને દુઃખ દઈ હિંસા કરી હશે.

સંસારમા જેઓ ઉન્નતિ સાધવા ઇચ્છે તેમણે કલંકિત બનાવનારાં સર્વ આચરણોથી છેટા રહેવું ઘટે.

અધમ સાધનોથી દોલત અને જાહોજલાલી મેળવાય તે કરતાં સદાચારી મનુષ્યની નિર્ધનતા બહુજ સારી છે.

રોવરાવીને મેળવાતી સંપત્તિ છેવટે રોવરાવીનેજ જવાની.

# ૩૧–સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિનાં સાધન

("સુખ, સામર્થ્ય અને સમૃદ્ધિ" ઉપરથી)

"વિકાસ પામતા રહો અથવા ક્ષીણ થતા ચાલો" એ કુદરતનો મુદ્રાલેખ છે અને તે સૃષ્ટિની પ્રત્યેક વસ્તુ પર લખાયલો છે.

જ્યાંસુધી મન પોતાની સંમતિ આપતું નથી, ત્યાંસુધી માણસનો ચહેરો ઘડપણનો દેખાવ ધારણ કરી શકતો નથી; કારણ કે તમારૂં શરીર તો તમારા મનનોજ દોરેલો નકશો છે.

સિદ્ધાંત કદી પણ વૃદ્ધ થતો નથી; સત્ય પણ કદી વૃદ્ધ થતું નથી. હે માનવ! તું પોતેજ સિદ્ધાંત છે, સર્વ સત્યોનું સત્ય છે.

ખરાબ વિચારો અને કુટેવોથી કોઇનું પણ મન એટલું મલિન કે વિષમય બન્યું નથી, કે તે ઉચ્ચ વિચારોથી સુધરી શકે નહિ.

ઉત્સાહ, હિંમત, આશા અને આનંદ, એ એવાં સાધનો છે, કે જે બિમારને સાજાં કરવામાં દવા કરતા વિશેષ મદદ કરે છે.

જમતી વખતે અને ઉંઘવા પહેલાં આનંદી રહેવાનો અભ્યાસ પાડવો, એ દરેકનું બહુ જરૂરી કર્તવ્ય છે; કારણ કે એથી શરીરના અને મનના આરોગ્યને ઘણોજ લાભ થાય છે.

રંકતાનો વિચાર જેટલો ખરાબ છે, તેટલી રંકતા પોતે નથી.

જે દિવ્યતા આપણા ઉદ્દેશોને ઘડે છે, તે આપણામાંજ રહેલી છે.

જે શક્તિએ આપણને પેદા કર્યા છે, તે આપણાથી દૂર હોવાની અવળી માન્યતાએજ આપણે લાચારી ભોગવીએ છીએ.

અખૂટ ભંડારના સ્વામી(પરમાત્મા) સાથેનો આપણો અતિ નિકટનો સંબંધ આપણે જાણી લઇએ તો આપણી રહેણી કરણી એવી ખીલી ઉઠે કે જેથી આપણે કશી તંગી ભોગવીએ નહિ.

ઉદાર માણસ આપીને શ્રીમંત બને છે; અને કંજુસ અથવા લોભી માણસ સંગ્રહ કરીને રંક બને છે.

મહત્ત્વાકાંક્ષામાંથી એટલે કે આદર્શની અને હેતુની ઉચ્ચતામાંથીજ ઉચ્ચ શક્તિ ઉપજી આવે છે અને ઇષ્ટ વસ્તુસ્થિતિને પમાડે છે.

તમારો હાલનો આદર્શ જ તમે કેવા થશો તેની આગાહી આપે છે.

ખરા પ્રભુપ્રેમીને-પ્રભુની અનન્ય ભક્તિ કરનારને અવનવાં બળ અને કળ મળ્યા કરશે; ઉન્નતિના આકાશમા તે ગરુડની પેઠે ઉડશે; તે દોડશે પણ થાકશે નહિ તથા તે બોજો ઉપાડશે પણ બેશુદ્ધ થશે નહિ.

---

# ૩૨–उत्तम जीवनचरित्रोनी दिव्य असर

## અનુભવીઓના ઉદ્ગાર

કુટીબંધ મહાત્માઓ, કે જેમાંના દરેકે કોઇ મહાન ઉદ્દેશપૂર્વક ઉત્સાહથી કામ કર્યું છે અને લોકોની શારીરિક, માનસિક તથા નૈતિક દશામાં સુધારો કર્યો છે; તેમનાં જીવનચરિત્રોમાં જેટલી મોહકતા છે તેટલી 'અરેબિયન નાઇટસ'મા કે બીજી કયી વાર્તાઓમા છે?

જીવનચરિત્રોનો-તેમા પણ જેઓ જાતમહેનતથી મહાન અને ઉત્તમ બન્યા હોય એવાઓના ચરિત્રોનો-અભ્યાસ કરવાથી ઉત્સાહ અને ઉચ્ચ વિચારો આવી ચારિત્ર ખીલે છે. કેમકે એવા ચરિત્રો જેવી ઉત્તમતા વર્ણવે છે તેવી ઉત્તમતા બીજાઓમા જગાડવાનો ખાસ હેતુ અને ઉત્સાહ એવા ચરિત્ર યોજવામા જરૂર રહેલો હોય છે.

ઉત્તમ જીવનચરિત્ર એ એક પ્રકારનું ખાસ દર્પણ છે. અરીસા વડે પોતાના ચહેરામા ડાઘ જણાતાંજ મનુષ્ય તેને કાઢી નાખી કાંતિ વધારવા મથે છે; તેમ ઉત્તમ ચરિત્રરૂપી સ્વચ્છ આરસી વડે પોતાના ગુણદોષ જોઇ-સમજીને મનુષ્ય દોષો ટાળવા અને ગુણો ખીલવવા જાગ્રત થાય છે. આમ ઉપદેશથી જે કામ નથી થતું તે કામ રૂડા જીવનચરિત્ર સહેજે પાર પાડે છે.

ઉત્તમ ચરિત્રો વાચવાથી આપણું ચૈતન્ય સતેજ થાય છે; આપણામા કૌવત, હિંમત, મહત્વાકાંક્ષા અને શ્રદ્ધા જાગી ઉઠી રૂડા અને મોટાઓના કામોમાં જોડાવા-ભાગીદાર થવા ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ ચરિત્રોના સહવાસમાં આવવુ એ તો તે તે

ઉત્તમ આત્માઓના અને મહાત્મા મંડળનો સહવાસ સેવવા બરાબર છે.

ઉત્તમ ચરિત્રો બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ 'પોતાનું જીવન કેટલી હદ સુધી ઉત્તમ બનાવી શકે; કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે; કેવી ઉચ્ચ અસરો ફેલાવી શકે અને મહત્તા મેળવવાનો માર્ગ તો સર્વ કોઇ માટે ઉઘાડો છે.

"જે માટીના શરીરમાં સર્ગશક્તિ બિરાજતી હતી તે માટી તો પાછી ધૂળ થઇ ગઇ હોય છે અને કદાચ ત્યાર પછી યુગોના યુગો વહી ગયા હોય છે; પરંતુ એ મહાન મનુષ્યોનાં ચરિત્ર દ્વારા પ્રકાશિત થયેલાં નૈતિક અને બૌદ્ધિક સત્યો તો હજી પણ મહત્તા અને ગૌરવના માર્ગ પર પોતાનો દિવ્ય પ્રકાશ આપ્યા કરીને બીજા માણસોને પણ તેજ સ્વર્ગીય માર્ગે ચાલવાની પ્રેરણા અને ઉત્સાહ આપ્યા કરે છે." —એડવર્ડ એવરેટ

"કાર્યને વાવશો તો સ્વભાવ લણશો; સ્વભાવને વાવશો તો ચારિત્ર્ય લણશો; અને ચારિત્ર્ય વાવશો તો ભાગ્યને લણશો." બોર્ડમેન

---

## ૨૨—પુસ્તકો વિષે અનુભવીઓના વિચાર

(સારાંશ અને ભાવાર્થરૂપે)

પુસ્તકોનો મોટામાં મોટો લાભ માત્ર વાંચી જવાથી થતો નથી; પણ તેમાંથી જે સૂચના આપણને મળે તે યાદ રાખી અમલમાં મૂકીએ તેથી થાય છે. એક સારો ગ્રંથ અથવા મિત્ર ઘણી વાર આવીજ રીતે આપણામાં સુપ્ત રહેલી ગુપ્ત શક્તિને જગાડે છે. ઘણી વાર તો આપણે આપણાજ વિચારો અને ભાવનાઓ પુસ્તકોમાં જોઇએ છીએ અને ખરું જોતા આપણી જાતને પણ આપણે સારા ગ્રંથો વડેજ ઓળખતાં શીખીએ છીએ. આપણું એક અંગ વાલ્મીકિ, મનુ, વ્યાસ કે ગઝાલીના ગ્રંથમાં જોઇએ છીએ તો બીજું અંગ શેકસપિયર કે કાલિદાસના ગ્રંથમાં જોઇએ છીએ; આપણો એક વિચાર ગીતા, રામાયણ, મહાભારત, રાજસ્થાન, નેપોલિયન, કાર્નેગી, ટૉલ્સ્-

હોય કે શ્રીરત્નોવાળા ગ્રથમા હોય છે તો બીજો પતજલિ, શકરાચાર્ય, બુદ્ધ, રામાનુજ, વિવેકાનદ, રામતીર્થ, પરમહસદેવ કે મુરલીમ મહાત્માઓવાળા ગ્રથમાથી મળી આવે છે આ પ્રમાણે આપણે આપણુ સપૂર્ણ વ્યક્તિત્વ (ખામી અને ખુબી વગેરે) જાણીને સાધ્ય કરી રહીએ ત્યાસુધી આ ક્રિયા ચાલ્યાજ કરે છે

તમે જે રીતે ચાકુને શરાણ પર ચઢાવો છો તેજ રીતે તમારે કોઇ પણ સારા પુસ્તકનુ મનન અને અભ્યાસ કરવો જોઇએ. તમે કાંઈ કશું ઉમેરવા સારૂ ચાકુને શરાણ પર ચઢાવતા નથી પણ ધાર કાઢવા સારૂ ચઢાવો છો. અને શરાણમાથી નીકળતા તણખા કરતા પુસ્તકોમાથી મળતા તેજસ્વી તણખા અથવા અસરો બહુ જોરાવર અને કિંમતી હોય છે, તેમ એ ઉચ્ચ અસરો મેળવનારૂ આપણું મન અને મગજ પણ ચાકુની ધાર કરતા બહુ બારીક અને તેજસ્વી હોય છે.

એકન કહે છે કે—"કેટલાક ગ્રથોનો તો માત્ર સ્વાદજ લેવાનો હોય છે અને કેટલાક ગળી જવાના હોય છે, ચાવીને પચાવી દેવા જેવા—રોમેરોમ ઉતારી દેવા જેવા—ગ્રથો તો આ સંસારમા થોડાજ હોય છે મતલબ કે, કેટલાક પુસ્તકો માત્ર ઉપર ઉપરથી અથવા ઇધર ઉધરથી થોડેલાગેજ વાચવાના હોય છે, કેટલાક પુસ્તકો વાંચવા જેવા હોય છે પણ મનન કરવા જેવા નથી હોતા; અને થોડાક ગ્રથો તો રોમેરોમમા વ્યાપી જઇને ચારિત્રમા ઉતરે ત્યાસુધી પ્રયત્ન, કાળજી અને મનનપૂર્વક વાચ્યા કરવા જેવા હોય છે"

પણ જે માણસ ઉત્તમ જ્ઞાન મેળવીને તેને પોતાના ચારિત્ર્યમા ઉતારે છે તેજ ખરો વાચનાર છે. યત્ર જેવા પાઠકો તો માત્ર જ્ઞાનના છોતરારૂપ શબ્દોજ યાદ રાખે છે અને અદરનુ ખરૂં ગુણકારી સત્ત્વ પચાવી જાણતા નથી તેઓ વાચનથી મગજને ભરી દે છે, પણ હૃદયને—અર્થાત્ ચારિત્ર્યબળને તો ભૂખેજ મારે છે! પાઠકબધુ! જો તમે એક પુસ્તકનો સરસ ઉપયોગ કરી જાણ્યો હોય તો તમને એક એવી કાર્યશક્તિનુ ભાન થાય છે કે જેવી

શક્તિ તમે ભાગ્યે જાણી કે અનુભવી હેય.

બીચર કહે છે કે—"ગ્રંથ એ ઉત્તમ સોબતી છે. તમે ઇચ્છો કે તરત એ સર્વ બોધ સાથે હાજર થશે, પણ તમારી પાછળ પડશે નહિ. તમારા દુર્લક્ષ્યથી એ ગુસ્સે થતો નથી; તમે બીજા આનંદો તરફ વળો તો તે ઇર્ષ્યા કરતો નથી પણ કશોજ બદલો લીધા વિના મૌનપૂર્વક તમારી સેવા કરે છે તે પોતાના શરીરમાથી તમારી સ્મરણશક્તિમા પેસતો જણાય છે. તેનો આત્મા ઉડીને તમારામા આવે છે અને તમારા મગજ પર કાબુ કરી લે છે."

રશ્કી કહે છે કે—"તમે પુસ્તકાલયમા પેસતાજ ઘણા બહોળા જનસમુદાયમા દાખલ થાઓ છો. ત્યા મોટામા મોટો લાભ એ મળે છે કે, તેમને ઓળખાવનાર માણસની તમારે જરૂર પડતી નથી અને તેમના મોટા સમૂહમાથી ફાવે તે સાથીને તમે પસદ કરી શકો છો. કારણ કે એ અમર માણસોના મૂંગા સમુદાયમા જરાય અહકાર નહિ હોવાથી શ્રેષ્ઠમા શ્રેષ્ઠ માણસ હલકામા હલકા માણસની સેવામા નમ્રતાથી હાજર થાય છે અને તમે તમારી હલકાઇનો ખ્યાલ લાવ્યા વિના ગમે તે મહાન માણસ સાથે છૂટથી વાતચીત કરી શકો છો. કારણ કે ઉત્તમ ગ્રથો ઉચ્ચ કુલની પેદાશ હોવાથી તેઓ કોઇ પ્રકારના ભેદભાવથી કોઇની લાગણી દુ:ખવતા નથી "

સર વિ. વૅાલર—"મારા અભ્યાસગૃહમા તો મને ખાત્રીપૂર્વક માત્ર બુદ્ધિમાનો સાથેજ વાર્તાલાપ કરવાનું મળે છે; અને બહાર ! બહાર તો મૂર્ખાઓના સસર્ગમાથી છૂટવું મુશ્કેલ થઇ પડે છે !"

---

પુસ્તકોએ કેટલા બધા માણસોને ગરીબાઇ અને દુ:ખમા આશ્વાસન આપી ચિંતા તથા ઉદાસી ટાળીને મધુર સુખ આપ્યુ છે !

આપણે ગરીબ હોઇએ, સમાજથી તિરસ્કારાયેલા હોઇએ અને સંતસમાગમની પણ તક ન મળતી હોય; પરતુ પુસ્તકોને તો આપણે ઉત્તમોત્તમ મિત્રો બનાવી શકીએ છીએ × × અને સર્વ યુગોના મહાન પુરુષો સાથે ધરાતા સુધી વાર્તાલાપ કરી શકીએ છીએ.

પુસ્તકોમા આપણી સબળતા અને દુર્બળતા, આપણી વિશા-

ળતા અને સંકોચ, આપણા અભિપ્રાયો અને રુચિઓ, આપણી અનુકૂળતા અને પ્રતિકૂળતા, આપણી સહૃદયતા અને જડતા, એ સર્વના પ્રતિબિંબ આપણને સ્પષ્ટ જણાઈ રહે છે

સાહિત્યની ઉપાસના મનુષ્યને બીજા ધંધાને માટે નાલાયક બનાવી દે છે, એ વાતને ખોટી, સિદ્ધાંતથી વિરુદ્ધ અને અનુભવ વિનાની કલ્પના માનીને એનો અનાદર કરજો.

સારા ગ્રંથો ચારિત્ર્યને ઉન્નત કરે છે, રુચિને શુદ્ધ કરે છે; હલકા આનંદનો મોહ મટાડે છે અને આપણને ઉચકીને વિચાર અને જીવનની ઉચ્ચ ભૂમિકા પર મૂકી દે છે.

એક ઉત્તમ વિચારથી ભરેલો ગ્રંથ વાચ્યા પછી તરત હલકા કામ થઇ શકતા નથી જે માણસ ઉપલક રીતે અથવા આનંદ માટે વાચે છે તેનામા પણ રસિકતા અને મિદાશ તો આવશેજ.

સાધારણ રીતે આપણા લોકોને સહેલુ વાચન જોઇએ છીએ, આગગાડીમા યા ઘરમા વખત જાય અને ધ્યાન રોકે એવુ વાચન જોઇએ છીએ, પણ અંગ્રેજ લોકો તો મોટે ભાગે તાત્ત્વિક ગ્રંથો, પ્રાચીન ગ્રંથો અને જેમણે જીવવાનો પોતાનો હક્ક સ્થાપિત કર્યો હોય એવાજ ગ્રંથો વાચે છે તેઓ "તાજા ગ્રંથો" અને ખૂની હકીકતોવાળી તથા પ્રેમલાપ્રેમલીની નવલકથાઓ માટે આતુર હોતા નથી.

ગ્રંથો જીભ વિનાના ને મૂગા છતા જગત પર સત્તા ચલાવે છે તેઓ શક્તિહીન અને જડ દેખાવા છતા જંગલમા આગ ફરી વળે તેમ તેઓ માણસોના મન, હૃદય અને મગજોમા ફરી વળી પ્રકાશ પહોચાડે છે અને અંધકારમય હૃદયાકાશમા તારાનુ કામ કરે છે.

પ્રજાઓ ઉન્નત અને અવનત થાય છે, શહેરો નાશ પામે છે, વિશાળ સામ્રાજ્યો પાયમાલ થઇ જાય છે, પરંતુ તેઓના સમસ્ત ભૂતકાળ પુસ્તકોમા વિદ્યમાન હોય છે એક વારના બળવાન ગ્રીસનો, હસ્તિનાપુરનો અને અયોધ્યાનો બધો ભૂતકાળ પુસ્તકોમા રહેલો છે તેના લશ્કરો અને શિલ્પકળા નષ્ટ થઇ જઇ થોડા ખંડેરોજ આજે ઉભા છે, પણ તેના પુસ્તકો તો સદાય રહીને મનુષ્યો પર અસર કર્યા કરશે.

---

# ૩૪–ધનવાન ગુલામો અને નિર્ધન ધનપતિઓ

("ભાગ્યના સ્રષ્ટાઓ" ઉપરથી)



કોઇ પાસે પુષ્કળ ધનમાન હોય તેથી તેને મારી પાસે બડાઇ મારવા દેવો જોઇએ નહિ અને બતાવી આપવુ જોઇએ કે, હુ પૈસા વિના ચલાવી શકુ છુ, કોઇ મને પૈસા, સુખ કે માન આપીને ખરીદી શકતો નથી, અને મારી પાસે પાઇ પણ ન હોય તથા રોટલો ભલે તેનેજ ત્યાથી મળતો હોય તોપણ તે મારી આગળ રક છે —ઈમર્સન

કોઈ પણ વસ્તુએ મારા હૃદયને સૌથી વિશેષ અસર કરી હોય તો તે નાના ઘરમાના મોટા અતકરણે કરી છે—લાકોર્ડેર

જે દેશમા લક્ષ્મીનો સગ્રહ વધવાથી માણસો વૈભવી–પતિત થાય છે તે દેશનુ અનિષ્ટ જલદી થાય છે —ગોલ્ડસ્મિથ

આરામ નહિ પણ પ્રયત્ન, અને સગવડ નહિ પણ મુશ્કેલીજ ઉત્તમ માણસો ઘડે છે–માણસોને ઉત્તમ બનાવે છે

એક માણસને જ્યારે ઈશ્વર શિક્ષણ આપવા માગે છે ત્યારે તે એને સર્વ સાધનોવાળી શાળામા નહિ પણ તગીની પાઠશાળામા મોકલે છે

ભર્તૃહરિ, ગોરખ, ગૌરાગ, જ્ઞાનેશ્વર, તુકારામ, રામદાસ, તુલસીદાસ, બુદ્ધ, ખ્રીસ્ત, હ૦ મોહમ્મદ (સલ૦), કૉન્ફ્યુશિયસ, નાનક કબીર, નૃસિહ, સુદામા, રામકૃષ્ણ પરમહસ, રામતીર્થ, અગાસિઝ, ફિલિપ્સ, બ્રુકસ, થૉરો, ગૅરિસન, ઇમર્સન, બીચર, એ સૌ વિરલ આત્માઓ પૈસા વિનાના શ્રીમત હતા તેઓ પક્ષીમા અને પુષ્પોમા સૌદર્યનુ, ઘાસમા પ્રભુલીલાનુ, વહેતા ઝરામા ગ્રથોનુ, પાષાણમા ઉપદેશનુ અને પ્રત્યેક વસ્તુમા કલ્યાણનું દર્શન કરતા હતા તેઓ જાણતા હતા કે, માણસને અરણ્યનું સૃષ્ટિસૌદર્ય માણવા માટે કશો કર ભરવાનો નથી તેમને જગતનો પ્રત્યેક પદાર્થ સૌદર્યના મહાન સ્રષ્ટા પાસેથી ખાસ સદેશો લાવતો જણાતો, અને તે પ્રત્યેક પદાર્થમા તેનીજ શક્તિ અને સુંદરતા તેઓને જણાતી જેવી આતુરતાથી રણમાનો તરસ્યો પ્રવાસી વૃક્ષઘટામાના ઝરણાનુ ઠડુ પાણી પીએ, તેવી આતુરતાથી

તેમનાં મુમુક્ષુ અંતરોએ બીડ, ખેતર, પુષ્પ, પક્ષી, નાળાં, પર્વત અને જંગલમાંથી તે પરમાત્માની શક્તિ અને પ્રેરણા ખેંચી હતી અને તત્ત્વામૃતનું પાન કર્યું હતું. આવી રીતે પ્રાણીઓ અને પદાર્થોમાં રહેલી સારભૂત શક્તિ અને સંપત્તિ તારવી કાઢવી, તથા એ પરમામૃતના પ્યાસા આતુર માનવીઓ પર તેની વૃષ્ટિ કરવી, એ પણ તેમનું કાર્ય હતું. તેઓ માનતા કે, મનુષ્યને સૌથી વધારે મહત્ત્વનો ખોરાક મુખ રસ્તે મળતો નથી પણ મનદ્વારા મળે છે. કારણ કે મનુષ્યો જો માત્ર પૈસા અને અન્નથીજ જીવતાં હોય તો તેઓ કેવળ પશુનીજ સ્થિતિમાં હોય. વળી મનુષ્યમાં વિકાસ પામવાની જે અમર્યાદ શક્તિ છે તેના વિકાસ માટે સ્થૂળ ખોરાક કરતાં માનસિક ખોરાકનીજ તેને બહુ વધારે જરૂર છે. આ પ્રમાણે તેમની સમજણ, ભાવના, શોધ અને સાધન ઉચ્ચકોટીનાં અને વધારે થતાં ચાલવાથી તેમનાં અંતઃકરણ વિશુદ્ધ થઇ સર્વના કર્તા હર્તા, નિયંતા અને અધિષ્ઠાતા પરમાત્મદેવમાં તલ્લીન-તન્મય-અભિન્ન બની રહ્યાં હતાં. આથી તેમણે વિકાસ પામતા છોડમા, હાલતી વનસ્પતિમાં, સુંદર પાકમાં અને માનવ-ચારિત્ર્યમા પરમાત્મદર્શન કર્યું; તથા પ્રત્યેક ઝરામાં, પ્રત્યેક નક્ષત્રમાં, પ્રત્યેક પુષ્પમાં, પ્રત્યેક ઝાકળબિંદુમાં, પ્રત્યેક પ્રાણીના હૃદયમાં અને સર્વત્ર તેનુંજ પ્રતિબિંબ જોયું. તેઓ માનતા હતા કે, માનવપ્રકૃતિ અને સમગ્ર સૃષ્ટિ મનુષ્યના મહાન શિક્ષકરૂપ છે. જો તેનો યોગ્ય સદુપયોગ કરવામા આવે તો તેઓ એની અસભ્ય રીતભાતને સભ્ય બનાવે; એના બેડોળ જીવનને સુંદર બનાવે; સુંદર જીવનને પવિત્ર બનાવે અને પવિત્ર જીવનને પ્રભુમય બનાવે એમા જરાય શક નથી.

ઉપલા વિચારોથી ખાત્રી થાય છે કે, આપણે સર્વ જે સ્થિતિમાં રહી શકીએ તે કરતા ઘણી નીચી ભૂમિકામા વસીએ છીએ અથવા આપણે અંધકારમય દુઃખદાયક ખીણોમાં ભમ્યા કરીએ છીએ. આપણે એમ અટવાયા ન કરતાં જ્ઞાનરૂપી દિવ્ય સૂર્યથી પ્રકાશી રહેલા ચારિત્ર-રૂપી ઉચ્ચ અને પરમાનંદપ્રદ શિખર પર ચઢી જવું જોઇએ. ઇશ્વરે આપણા દરેકના હાથમાં જીંદગીરૂપી જે મહાન ગ્રંથ આપ્યો છે તેના

પ્રત્યેક પાનાપર ગુહ્ય સત્યો તેણે સ્પષ્ટ લખેલા છે; છતાં અફસોસ કે આપણે તે પાનિયા વાચ્યા વિના ધૂળપથરા પાછળજ ફાડયા કરીએ છીએ.

રાફેલ પણ વગર પૈસે શ્રીમંત હતો. સર્વ દ્વારો તેને માટે ખુલ્લા હતા. તેનો સર્વત્ર સત્કાર થતો અને જ્યા જ્યા જતો ત્યા તેનો સુમધુર આત્મા જ્ઞાન, ચારિત્ર અને આનંદનું વાતાવરણ ફેલાવતો.

હેન્રી વિલ્સન પણ વગર પૈસે શ્રીમંત હતો. પોતાના ઉચ્ચ દરજ્જાને ભૌતિક ઉન્નતિનું સાધન બનાવવા તરફ તેને એટલો તિરસ્કાર હતો કે, જ્યારે તેને દેશના વાઇસ પ્રેસિડેન્ટ નીમવાનો સમારંભ થવાનો હતો ત્યારે તે પ્રસંગના ખાસ જરૂરી ખર્ચ માટે તેને પોતાના સાથી પાસેથી વીસ પૌંડ ઉછીતા લેવા પડયા હતા! પ્રથમ તે મોચીનો ધંધો કરતો ત્યારે પણ ગરીબોનો એવો પરમ મિત્ર હતો કે પ્રત્યેક કાયદા વિષે હમેશા એમજ પૂછતો કે "શું એ કાયદાથી ગરીબોનું ભલુ થશે?"

શુ આપણે બુદ્ધ, શંકર, મહાવીર, ક્રાઇસ્ટ, જરથોસ્ત, સુદામા, નરસિંહ મહેતા, મહંમદ (સલ૦), રામકૃષ્ણ પરમહંસ, દયાનંદ, ગાંધી કે કૉન્ફ્યુશિયસ ઇત્યાદિ ત્યાગી અને ગૃહસ્થાશ્રમી મહાત્માઓનુ અનુકરણ કરીને તેમના જેવા કોમળ, ઉદાર, સ્વાર્થત્યાગી, સંયમી અને પ્રમાણિક થવા માગીએ છીએ? જો તેમ હોય તો તો આપણા ગજવા તળિયાઝાટક ખાલી છતા પણ આપણને એ મહાન શુભેચ્છારૂપે બહુ પવિત્ર મહાધન મળેલુ સમજવુ.

લગભગ દરેક મનુષ્ય પોતાની પાસે હોય તે કરતા વધારે ધન માગે છે; અને એવા લાખો કરોડો માણસો તેની પાછળ દોડી દોડીને મુવા છે તથા હારી રહ્યા છે, છતા પણ કોઇની ભૂખ ભાગી નથી તેમ ભાગશે પણ નહિ એ સાવ સાચીજ વાત છે. આમ છતા પણ માણસને સુવર્ણ અને ભોગવિલાસ સિવાય બીજી કોઇ ઇચ્છવા યોગ્ય વસ્તુ જણાય નહિ એવો ગાઢ અંધકાર શું તેના ઉપર ફરી વળ્યો છે?

'તૃષ્ણા' એ તો ધારતેલ ન ખાય તેમ આમના ભડકઃ જાય એના જેવો ઉત્તરોત્તર વધ્યા કરતો જબરદસ્ત રાક્ષસ

લૌકિક સંપત્તિરૂપી ઢગલો જેમને જેમને બહુ લાબો પહોળો મળેલો તેમને પણ તેમના તૃષ્ણારૂપી શરીર કરતા તો તે નાનોજ પડ્યો છે. ફિલિપ બ્રુકસ કહે છે કે "જેમ સુંદરતાની પેટી ભરાતી નથી અને સદ્‌ગુણનું વહાણુ ભરાતુ નથી; તેમ પૈસાવડે કોઈનુ મન પણ ભરાતુ નથી."

કેસ્પિયન સમુદ્રમા એક વહાણુ ડૂબવાની તૈયારીમા હતું ત્યારે એક ખલાસી બહુ આતુરતાથી ગજવામા નાણુ ભરવા લાગ્યો.માત્ર જે એકજ હોડી હતી તેમા પોતાની સાથે બેસી જઇ જીવ બચાવવાનુ તેના સાથીઓ તેને કહેતા રહ્યા; પરંતુ લાબા વખતથી તેણે જે ચળકતા રૂપિયાની ઇચ્છા અને ભક્તિ કરેલી તેનો લોભ તે તજી શક્યો નહિ અને છેવટે બિચારો વહાણુની સાથેજ ડૂબી મુઓ !

મૂરના 'યુટોપિયા'મા ત્યાના બદમાસ અપરાધીઓના મનમા સોના પ્રત્યે ધિક્કાર ઠસાવવા માટે તેમના હાથપગમા સોનાની ભારે સાકળો અને કાનમા સોનાની ભારે કડીઓ પહેરવાની ફરજ પડાતી અને ગુન્હેગાર બાલકોને તો હીરામોતીથી એટલા લાદવામા આવતા કે જેથી તેઓ પણ તેના સગ્રહનો અને શોભાનો મોહ તજી દે.

અરે ઓ અધ અને સારાસારની સમજ વગરના માનવીઓ ! તમે ભૂસાને ભરી રાખો છો અને અનાજને બાળી મૂકો છો ! જે જડ દ્રવ્યનો તમે ઉપયોગ કરી શકતા નથી તેને તમે એકઠું કરી રાખો છો; અને જે દૈવી સંપત્તિ વડે પરમ પદાર્થ મેળવી શકો તેના તરફ બેદરકાર રહો છો'!

શ્રીમતો દ્રવ્યનો ઉપભોગ કરતા નથી તેથી એક નિર્ધન મનુષ્ય તેમનો ઉપહાસ કરતો હતો; એટલામા તેને એક અજાણ્યો માણસ મળ્યો. તેણે તેને એક કોથળી આપીને કહ્યું કે "આમાથી ઇચ્છશો ત્યારે ત્યારે એકેક રૂપિયો મળ્યા કરશે. શરત એટલી કે એ કોથળીને ફેકી દો નહિ ત્યા સુધી એક પણ રૂપિયો તમારે ખર્ચવો નહિ" પેલો માણસ તો રાજી રાજી થઈ જઇ કોથળીમાથી રૂપિયા ઉપર રૂપિયા કાઢવા મડી પડયો ! "અમુક રકમ ભેગી થતા તેના વ્યાજથીજ મોજ માણીશ" એવા વિચારથી તે વાપરવાનું મુલતવી

રાખતો ગયો અને આ તરફ ધારેલી રકમ ભેગી થવા પહેલાંજ એથી વધારે રકમ મેળવવાનો વિચાર મનમા ઘુસી જતો ' આ પ્રમાણે ધન લોભ હજારથી લાખે અને કરોડે પહોચ્યા છતા પણ વાપરવાનુ તો ઠેલા યાજ કર્યું, આયુષ્ય ખૂટયુ અને રૂપિયાજ ગણતો ગણતો તે મરી ગયો '

એક વાર એક ભિક્ષુકને લક્ષ્મીદેવી મળ્યા તેમણે કહ્યુ કે "તારી ઝોળીમા તુ કહે તેટલુ સુવર્ણ ભરી આપવા તૈયાર છુ શરત એટલીજ કે, તેમાનુ જેટલુ જમીન પર પડશે તેટલુ ધૂળ થઈ જશે" પછી તે ભિક્ષુકે ખુશી થઈ જઇ ઝોળીમા સુવર્ણના સિક્કા ભરવા માડયા ઝોળી તો ભરાઇ ગઇ, પણ તૃષ્ણાનો ખાડો વધ્યા કરી વધુ ને વધુ માગ્યાજ કર્યું ' છેવટે સિક્કાના ભારથી તેની ઝોળી ફાટી પડી અને બધુ જમીન પર પડી જઇ ધૂળધાણી થઇ ગયુ '

જ્યારે સેન્ટ્રલ અમેરિકા નામની આગબોટ ડૂબવાની અણી પર આવી ત્યારે તેની વ્યવસ્થા રાખનારી સ્ત્રીએ જેટલુ પણ હાથ મા આવ્યુ તેટલુ દ્રવ્ય લઇને પોતાના કપડામા બાધી લીધુ અને આગબોટને છોડી જતી છેલ્લી હોડીમા બેસવાને કૂદકા માર્યો, પરતુ ધનના બોજાને લીધે તેનો કૂદકો હોડી સુધી પહોચ્યો નહિ અને દરિયામાજ જઇ પડી ' તથા એ સોનાના બોજાએજ એને બીજા બધાઓની પહેલા ઉધે માથે દરિયાને તળિયે પહોચાડી દીધી '

એક મહારાજાને ચેન પડતુ ન હોવાથી તેણે પોતાના જોષી ઓની સલાહ લીધી તેઓએ કહ્યુ કે, જો આપ કોઇ પૂર્ણ સુખી માણસનુ પહેરણ પહેરો તો આપને સુખ થાય પછી સમસ્ત રાજ વશીઓ અને શ્રીમતોને ત્યા એણે તપાસ કરાવી, પણ તેઓમા તો કોઇ પણ પૂર્ણ સુખી મળ્યો નહિ અતે એક આત્મતૃપ્ત મસ્તરામ પૂર્ણ સુખી જણાયો ખરો પણ અફસોસ કે મહારાજાના દુખનો ઇલાજ તો હમેશ જેટલોજ દૂર જણાયો ' કેમકે એના મનમાં કે શરીરમા કશુ દુખ નહોતુ તેમ એની પાસે પહેરણ પણ નહોતુ '

અસખ્ય માણસો આ જીવનરૂપી મધપૂડામાથી મધમાખીઓ ના ડખ ખાધા વિનાજ મધ મેળવવા મથી મૂઆ છે, પણ તેમા

સફળ થયા નથી. "નંદ રાજાએ ધનમાં સુખ શોધ્યું, ઍન્ટનીએ લોક-પ્રેમમાં સુખ શોધ્યું, ક્રુટસે કીર્તિમાં સુખ શોધ્યું અને સીઝરે રાજ્ય-વૃદ્ધિમાં શોધ્યું. પણ એમાંના પહેલાને વિનાશ મળ્યો; બીજાને અપમાન મળ્યું; ત્રીજાને તિરસ્કાર મળ્યો અને છેલ્લાને અકૃતજ્ઞતા મળી. આ પ્રમાણે જ્યાં ખરૂં સુખ નથી ત્યાં સુખ શોધવાના ફાંફાં મારનારાઓ છેવટે ફના થઇ ગયા! ખાલી હાથેજ ઉપડી ગયા! ખોળનારાઓ ખોવાઇ ગયા!"

હવે એક પૈસાદાર નહિ એવા ગૃહસ્થ મહાત્માની વાત સાંભળોઃ—

ડૉ૦ ગોલ્ડસ્મિથને વૈદકશાસ્ત્રના અભ્યાસી તથા મનુષ્યજાતિના પ્રેમી સાંભળીને એક ગરીબ સ્ત્રીએ તેમને પત્ર લખ્યો કે "મારા પતિની ભૂખ મરી ગઈ છે અને બહુ શોકદાયક સ્થિતિ છે; માટે કંઇ દવા મોકલશો તો આભાર થશે" તે દયાળુ કવિએ તરતજ તેને ઘેર જઈ દરદી સાથે વાતચીત કરી તો જણાયું કે તે સાવ નિર્ધનતાને લીધે એ રોગથી પીડાતો હતો. આથી ગોલ્ડસ્મિથે તેને કહ્યું કે "હું કલાકેકમાં થોડી ગોળીઓ મોકલું તે વાપરવાથી જરૂર રોગ જશે" પછી તેણે ઘેર જઇ ડબીમાં દશ ગીની મૂકી તે પર ચિઠ્ઠી ચોઢી મોકલી કે "જરૂર પડે તેમ આનો ઉપયોગ કરજો; ધીરજ રાખજો અને શુભેચ્છા રાખજો. એટલે વ્યાધિ જરૂર જશે"

ગોલ્ડસ્મિથ કેટલીક વાર પ્રસંગ જણાતાં પોતા પાસેના એક જોડી વસ્ત્રમાંથી પણ અર્ધો ભાગ આપી દેતો! એક વાર તેણે પોતાની પથારીની ચાદર અને ઓઢવાનું ગોદડું સુદ્ધાં આપી દીધું અને પોતે ટાઢથી બચવા માટે તળાઇ નીચે ભરાઇ ગયો!

માટે વાંચનાર બંધુ! તમારા અજ્ઞાન અને ભ્રમણાને ટાળવા તથા જ્ઞાન અને ચારિત્ર્યના ઝંડા ઉંચો ફરકાવવા માટે નિષ્કામ પરોપકાર કરીને તમે તમારાજ સ્વયંસેવક બનો એવી ખાસ સૂચના છે.

---

## ૩૫–નાનાં ઘરોમાં કેવાં મોટાં હૃદય હોય છે!

("આગળ ધસો" ઉપરથી)

એક ફ્રેન્ચ છોકરાએ સાભળ્યું કે, મૅડમ મેલિબ્રાન આજ રાત્રે સંગીત રજુ કરશે. તેના મનમાં થયું કે, તે હું પણ સાંભળું તો કેવું સારૂં! પણ ઘરમાં ખાવાને ટુકડો નહોતો; કશું ખાધેલું નહિ અને માતા માંદી હતી. આ ગરીબ માતાને એકાદ નારંગી આપી શકું તો તેને કેવું સારૂં લાગે! કેવું સુખ થાય! એવા વિચારથી તેણે એક નાની પેટીમાંથી ડાઘાવાળો એક કાગળનો કકડો લીધો અને ઉંઘતી માતા તરફ નજર નાખીને ચાલી નીકળ્યો.

× × × ×

મેલિબ્રાને નોકરને પૂછ્યું કે, એ વળી કોણ રાહ જુએ છે? મને હવે લોકોને મળવાનો કંટાળો આવે છે. નોકરે કહ્યું કે, મળવા આવનાર પીળાં ઝુલ્ફાંવાળો એક નાનો છોકરો છે. તે કહે છે કે, તેને મળવાથી તમારે દિલગીર થવું પડશે નહિ અને વધારે રોકાવું પડશે નહિ. તે મહાન ગાનારી મૅડમે સ્મિત કરીને કહ્યું કે, વારુ ત્યારે આવવા દે. છોકરાને હું ના કહી શકું નહિ.

પછી પિયરે મૅડમ પાસે જઇને કહ્યું કે "મારી માતા બહુ બિમાર છે; ઘરમાં ખોરાક નથી અને દવા ખરીદવાની શક્તિ નથી; તેથી મને વિચાર આવ્યો કે, તમે મારૂં રચેલું એક સંગીત જલસામાં ગાઓ તો કોઇ તે ખરીદી લે અને મારી માતાને ખોરાક અને ઔષધ મળી શકે." મેલિબ્રાને તે રાગ મનમા ગાઇ જોયો અને છોકરા સામે ઉંડી નજર નાખી પૂછ્યું કે "તેં જ આ સંગીત રચ્યું છે? મારા જલસામાં તું આવીશ?" "હા, આવું તો ખરો, પણ માંદી માને મૂકીને કયાંથી અવાય." "તો તારી માની સંભાળ માટે આજ હું કોઇને મોકલીશ. લે આ એક ક્રાઉન, એમાંથી ખોરાક અને દવા લાવજે. જલસાની આ ટિકિટ લે. એ દેખાડવાથી મારી નજીક તને જગ્યા મળશે."

નારંગી વગેરે માતાને લાવી આપીને પછી રાત્રે પિયર જલ-

સામાં ગયો. બેન્ડે દુઃખદર્શક એક નાનો રાગ ઉપાડયો અને મૅડમ મેલિબ્રાને પોતાની મીઠી અને હૃદયદ્રાવક જબાન છોડી દીધી! પિયરને ઘણો હર્ષ થયો; પણ વિશાળ શ્રોતામંડળમાં ઘણાની તેજસ્વી આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં! બીજે દિવસે તે ગરીબ ઘરનાં બારણાં ઉઘડયાં અને મૅડમ મેલિબ્રાને પિયરના પીળાં ઝુલ્ફાં ઉપર હાથ રાખી તેની માતાને કહ્યું કે.—"સન્નારી! તમારા આ બાળકે સારા પૈસા પેદા કર્યા છે લંડનના એક સારામાં સારા પ્રકાશકે એના નાના સંગીત માટે ૩૦૦ પૌંડ આપવાની માગણી કરી છે અને વેચાણમાંથી અમુક રકમ મેળવ્યા પછી પિયર તેના નફાનો ભાગીદાર થશે. ઇશ્વરનો આભાર માનો કે, તેણે તમારા બાળકને આવી ઉત્તમ બક્ષિસ આપી છે." આ સાંભળી તે છોકરો ઘુંટણીએ પડયો અને જે માયાળુ હૃદયે ગરીબ માટે આટલી લાગણી બતાવી તેના ઉપર અનુગ્રહ કરવાની ઇશ્વરને પ્રાર્થના કરી. પછી થોડાં વર્ષ બાદ મેલિબ્રાન મરણ પામી ત્યારે રાતદિવસ તેની સેવામાં રહી છેલ્લી ક્ષણ સુધી તેને આનંદ આપનાર તે આ સંગીત રચનારો અને પૈસાદાર થએલો પિયરજ હતો.

---

કોઇ મરી જાય ત્યારે લોકો પૂછે છે કે, પાછળ કેટલી પૂંજી મૂકી છે? પણ પ્રભુના પાર્ષદ તો એજ પૂછે છે કે, તેણે દુઃખીઓના દુઃખ ટાળવાના કામ શા શા કર્યાં છે?

* * *

એડિનબરોમાં એક દિવસ કકડતી ટાઢ પડી ત્યારે એક કંગાળ અને ચીંથરેહાલ છોકરાએ રસ્તામાં એક સદ્‌ગૃહસ્થને કહ્યું કે 'સાહેબ! દીવાસળી ખરીદશો?' ગૃહસ્થે કહ્યુ કે 'મારે જરૂર નથી.' નાના છોકરાએ કહ્યુ કે 'કિંમત માત્ર પેનિ છે' ગૃહસ્થે કહ્યું:—'પણ મારે ખપ નથી.' પછી તે છોકરાએ કહ્યું કે 'તો એક પેનિની બે લ્યો.'

આ હકીકત લખતા એ ગૃહસ્થ કહે છે કે, તેને દૂર કરવા માટે મેં એક પેટી ખરીદી; પણ છૂટી પેનિ નહિ નીકળવાથી મેં કહ્યું કે હું કાલે પેટી લઇશ.

તે છોકરો બોલ્યો કેઃ—'અરે આજેજ લ્યો. હું ઘણો ભૂખ્યો

છું. લાવો પરચુરણ લાવી આપું.' પછી તે શિલિંગ લઇ વટાવવા દોડી ગયો; પણ રાહ જોવા છતા જણાયો નહિ. તેના ચહેરા પર કાંઇક એવી છાપ હતી કે જેથી તેના વિષે ખોટો વિચાર આવ્યો નહિ.

પછી સાંજે મોડા એક નોકરે આવી કહ્યું કે, એક છોકરો મળવા ધારે છે. પછી તે છોકરાને જોતાજ જણાયું કે શિલિંગ લેનારા છોકરાનો તે નાનો ભાઇ હતો. તે એનાથી પણ વધારે ચીંથરેહાલ, દુબળો અને કંગાલ હતો. તે તેના ચીંથરામાથી કાઇક કાઢીને બોલ્યો કે "સેન્ડિ પાસેથી તમે દિવાસળી લીધી હતી ? લ્યો ત્યારે તમારા શિલિંગમાંના ચાર પેન્સ. સેન્ડિથી અવાય તેમ નથી. તેને અકસ્માત્ નડવાથી ટોપી, દીવાસળીની પેટીઓ અને તમારા ૧૧ પેન્સ ગુમાવ્યા છે; એના બન્ને પગ ભાગી ગયા છે, જરા પણ ઠીક નથી. દાક્તર કહે છે કે તે નહિ બચે. મારાથી આટલુંજ અપાય તેમ છે." પછી તે છોકરો ડસકે ડસકે રડવા લાગ્યો. મેં તે છોકરાને ખાવાનું આપ્યું અને તેની સાથે સેન્ડિને જોવા ગયો. ત્યા જણાયું કે આ બે નાના છોકરા એક કંગાળ અને નશો કરનારી ઓરમાન મા સાથે રહેતા હતા અને તેમનાં માતપિતા મરણ પામ્યા હતા.

છાંડિયાના એક ઢગલા ઉપર બિચારા નાના સેન્ડિને મેં પડેલો જોયો. હું ગયો કે તરતજ તે મને ઓળખીને બોલ્યો કે "સાહેબ ! શિલિંગ વટાવીને આવતો હતો ત્યારે ઘોડાએ લાત મારી. મારા બન્ને પગ ભાગી ગયા. રૂબી, ભાઇ રૂબી ! હવે હું બચીશ નહિ. હું જઇશ એટલે તારી સંભાળ કોણ લેશે ? રૂબી ! તું શું કરીશ ?"

મેં તે દુઃખી થતા બાળકનો હાથ લઇ કહ્યુ કેઃ—"હું રૂબીની હમેશાં સંભાળ લઈશ." તે મારી વાત સમજ્યો અને મારો આભાર માનતો જણાયો. પછી તેની ભૂરી આંખોમાનું તેજ લુપ્ત થઇ ગયું અને એક પળમાં—માતાની છાતી પર સૂતેલા બાળકની પેઠે તે શાંતિથી પ્રભુના દરબારમાં દાખલ થયો કે જ્યાં દુષ્ટો તરફના કોઇ વિઘ્ન નથી અને જ્યા નિરાધારોને આધાર તથા થાકેલાઓને વિશ્રાંતિ મળે છે. .

જખમી થઇ મરણ પામતા આ દીવાસળી વેચનારા ..

તેને પણ ચાકરી કરી બચાવ્યો. પછી તેના એક અંતરના મિત્રને બિમારી થતાં કર્તવ્ય બજાવી તેને પણ સાજો કર્યો.

પછી તેને પોતાને એ દુષ્ટ પ્લેગ લાગુ પડયો. તેની ચાકરીથી જે યુવાન સાજો થયો હતો તેણે એ વખતે આભારવૃત્તિ દર્શાવીને રાતદહાડો તેની ચાકરી કરી. તેની શક્તિના પ્રમાણમાં આ કામ મુશ્કેલ હતું. તેના જે મિત્રો રોગના ભયથી તેની નજીકમાં આવતા નહિ તેને મોકલેલા સંદેશામાંનો છેલ્લો એ હતો કેઃ–"હું છેવટસુધી તેની ચાકરી કરીશ અને રાત્રે પણ નહિ ઉંઘું." પછી તે રાત્રે તેને પણ પ્લેગ થયો અને બને મિત્ર ત્યાજ મરણ પામ્યા.

મેમ્ફિસની તેવીજ મહામારીમા સંકટનિવારણ કમિટિના સભાસદોને ઘણી મહેનતે પણ માદાની ચાકરી કરનાર માણસો મળતા નહિ. આવા વખતમાં એક ખડબચડા ચહેરાવાળા તથા ટુંકડા વાળ અને રગસીઆ ચાલવાળા એક માણસે તબીબ પાસે જઇ કહ્યુ કે, હું નર્સતરીકે કામ કરવા ખુશી છું.

દાક્તરે તેની સામે બારિકીથી જોયું. તે આ કામને લાયક નથી એમ ધારી તેણે ના પાડી; પણ તે અજાણ્યા માણસે આગ્રહ કર્યો કે 'એક અઠવાડિયું અજમાવશ લો. કામ ન ગમે તો રજા આપજો અને પસંદ પડે તો પગાર આપજો.'

ડૉક્ટરે કહ્યું કે 'ઠીક, કામ ઉપર ચઢાવીશ; પણ ખરૂં પૂછો તો મનમાં સંકોચ થાય છે.' પછી તેણે સ્વગત વિચાર કર્યો કે 'હું તેના ઉપર નજર રાખીશ.'

છોકરામા પરમેશ્વરે કેવી ઉત્તમ પ્રમાણિકતા મૂકી હતી ! તે કયા જરી તેની તેને ખબર ન હતી, પણ ગરીબોના લોહી ચૂસનાર, અને આફત વેળાએ ધૂતકારી કાઢનાર લક્ષાધિપતિ નરરાક્ષસો કરતા—જે સદ્ગુણોનુ સ્વર્ગ બનેલુ છે તેના સદ્ગુણનુ—પ્રમાણિકતા, સત્ય અને દયા વિષેનુ—તેને બહુ વધારે જ્ઞાન હતું ×

એક વાર જ્યારે પૂરથી ભરપૂર આડિજ નદીએ વેરોનાનો પૂલ તોડીને ફેંકી દીધો હતો અને માત્ર એકજ કમાન રહી હતી, તે વખતે એક ઉદાર ઉમરાવે કહ્યુ હતું કે 'પેલા કમનસીબ લોકોને બચાવવાની જે હિમત ધરશે તેને હુ સો સિક્કા આપીશ" પણ જીવના જોખમે જાય કોણ? આ વિભાગમા જે ઘર હતુ તેના પાયા હવે ડગમગી રહ્યા હતા અને બારીઓમાથી તેમાના માણસો મદદ માગી રહ્યા હતા આ આફત જોઇ નહિ શકવાથી એક યુવાન ગામડીઆએ એક હોડી રેલમા ઝુકાવી ઘરની કમાનને ટકાવી રાખનારા થાભલા આગળ તે ગયો, પોતાની નાની હોડીમા આખા કુટુબને લઇ લીધુ અને જમીન ઉપર સહીસલામત ઉતાર્યું આ જોઇ ઉમરાવે કહ્યુ કે 'બહાદૂર યુવાન ' લે, ઘણા આનદ સાથે આ પૈસા આપુ છુ" યુવાને કહ્યુ કે 'હુ નહિ લઉ હુ જીદગી વેચતો નથી આ ગરીબ કુટુબને પૈસાની જરૂર હશેજ માટે તેમને આપો "

પીળા મહામારીના રોગ વખતે એક મોટી વખારમાના સઘળા માણસ નાઠા, પણ એક યુવાન કારકુને પોતાની જગા છોડી નહિ તેના મિત્રોએ ઘણુય કહ્યુ પણ માન્યુ નહિ અને માલિકે બારણા બધ કરવનો હુકમ કર્યો ત્યાસુધી તે રહ્યો પછી તરતજ તે બીજી વખારમા ગયો અને ત્યા રાતદહાડો કામ કરવા લાગ્યો સુવાને માટે તે કપડા પણ ઉતારતો નહિ અને જમવામા પણ ઘણો થોડો સમય લેતો પછી આ દુકાનના માલિકને તાવ લાગુ પડતા તેની મરતાં સુધી આ યુવકે ચાકરી કરી પછી રસોઇ કરનારને તાવ આવ્યો

× આવા અસરકારક દાખલાઓથી ભરપૂર "સદ્ગુણી બાળકો" જરૂર વાચજો અને તમારા બાળકોને પણ આપજો—વચાવજો

તેને પણ ચાકરી કરી બચાવ્યો. પછી તેના એક અંતરના મિત્રને બિમારી થતાં કર્તવ્ય બજાવી તેને પણ સાજો કર્યો.

પછી તેને પોતાને એ દુષ્ટ પ્લેગ લાગુ પડયો. તેની ચાકરીથી જે યુવાન સાજો થયો હતો તેણે એ વખતે આભારવૃત્તિ દર્શાવીને રાતદહાડો તેની ચાકરી કરી. તેની શક્તિના પ્રમાણમાં આ કામ મુશ્કેલ હતું તેના જે મિત્રો રોગના ભયથી તેની નજીકમાં આવતા નહિ તેને મોકલેલા સંદેશામાનો છેલ્લો એ હતો કેઃ—"હું છેવટસુધી તેની ચાકરી કરીશ અને રાત્રે પણ નહિ ઉંઘું" પછી તે રાત્રે તેને પણ પ્લેગ થયો અને બન્ને મિત્ર ત્યાંજ મરણ પામ્યા.

---

મેમ્ફિસની તેવીજ મહામારીમા સંકટનિવારણ કમિટિના સભાસદોને ઘણી મહેનતે પણ માદાની ચાકરી કરનાર માણસો મળતા નહિ. આવા વખતમાં એક ખડબચડા ચહેરાવાળા તથા ટુંકડા વાળ અને રગસીઆ ચાલવાળા એક માણસે તબીબ પાસે જઇ કહ્યુ કે, હું નર્સતરીકે કામ કરવા ખુશી છું.

દાક્તરે તેની સામે બારિકીથી જોયું તે આ કામને લાયક નથી એમ ધારી તેણે ના પાડી; પણ તે અજાણ્યા માણસે આગ્રહ કર્યો કે 'એક અઠવાડિયું અજમાયશ લો. કામ ન ગમે તો રજા આપજો અને પસંદ પડે તો પગાર આપજો.'

ડૉકટરે કહ્યુ કે 'ઠીક, કામ ઉપર ચઢાવીશ; પણ ખરૂં પૂછો તો મનમા સંકોચ થાય છે.' પછી તેણે સ્વગત વિચાર કર્યો કે 'હું તેના ઉપર નજર રાખીશ.'

પણ તે માણસને કોઇની નજરની જરૂર નહોતી, એ તેણે તરત સાબીત કરી આપ્યું. આ બહાદૂર મંડળમા સારામા સારી ચાકરી કરનારો તેજ હતો, તે તેણે બતાવી આપ્યું. કામ કરતા તે થાકતો નહિ. તેનામાં સ્વાર્થત્યાગનો મહાન સદ્ગુણ હતો. જ્યા મરકીનું જોર સખ્તામા સખ્ત હતું, ત્યા તે વધારેમા વધારે સખ્ત કામ કરતો. રોગથી દુઃખી થતા અને મરણની અણી ઉપર આવેલા માણસો તેને દેવદૂત સમજતા. જેની કોઇ કાળજી કરતું નહિ; જેને સર્વ ભુલી જતા; તેમને તેનો ખડબચડો ચહેરો દેવદૂત જેવો લાગતો.

# ૩૬–સારા નરસાની સાચી પીછાણ કરતાં શીખો.

("આગળ ધસો" ઉપરથી)

અમુક માણસ શો ધધો કરે છે અગર તેનામા ખરી રીતે શુ ગુણો છે તે જોવાને બદલે તે કેટલા પૈસાવાળો છે તે ઉપરથી માણસની કિંમત આકવાનુ ધોરણ લોકો રાખે છે તે તો બહુજ હલકુ છે લક્ષાધિપતિની ઇટો ઉપાડીને લથડીઆ ખાતો હોય એવો માણસ લક્ષાધિપતિ કરતા લાખ દરજ્જે ઉચ્ચ હોઈ શકે

માણસની શ્રેષ્ઠતા અગર લાયકાત તેની જડ સપત્તિથી આકી શકાય નહિ કેમકે મચળી ગમે તેટલી ભારે છતા હૃદય હલકુ હોય, મિલ્કત વિશાળ છતા સમજણ ટુકી હોય, અને વાણી મીઠી છતા કરણી સ્વાર્થી હોય તો એ જડ સાધનોથી શુ વળવાનુ ?

જે માણસ પોતાના દેશને વધારે ઉન્નત કરે છે, જેને જોઇ લોકો પોતાને ભાગ્યશાળી માની મગરૂર થાય છે, જે સત્કાર્ય પાછળ પોતાનો પડ અને પૈસો આપી દે છે જે આજુબાજુના માણસને આગળ વધવાની તકોરૂપી દરવાજા ઉઘાડી આપે છે અને જે બહેરાને કાન જેવો, આધળાને આખ જેવો અને લૂલાને પગરૂપ બની રહે છે, તેજ સાચા અને સર્વોત્તમ ધનવાળો છે

શુ પૈસો સુખ આપી શકે છે ? જરા તપાસ કરો તો જણાય કે, એને લગતા આનદ, વૈભવ અને ભભકામા કેટલુ દુખ છે !

ફ્રાન્સની પહેલી રાજકીય ઉથલપાથલના સમયમા એક ચિત્ર કાર દરરોજ સવારે પોતાની દીકરીને પૂછતો કે 'હાલ રાજા કોણ છે ?' અને પછી પોતેજ ઉમેરતો કે 'પપુ આવા ક્ષણિક રાજાઓ કરતા તો હોમર અને રેફેલ જેવાના નામ (અને હિંદુસ્થાનમા વાલ્મીકિ અને વ્યાસ જેવાના નામ) બહુ વધારે ટકયા છે અને ટકશે"

એક અમીરે સીસેરોને કહ્યુ કે 'તમે તો સામાન્ય લોકોમા [illegible] છો ને ?' તેને એ મહાન રોમન વકતાએ કહ્યુ કે–'હા, હુ સામાન્ય લોકોમાનો છુ પણ મારા કુટુબની કુલીનતા મારાથી શરૂ થાય છે અને તમારી કુલીનતા તમારી સાથે સમાપ્ત થવાની છે.'

જે માત્ર ખાનપાન અને પૈસા માટેજ જીવે છે, તે ફતેહ મેળવી શકતો નથી. કેમકે તેના જીવનથી જગતમા કશી સહાય થઇ નથી. તેણે કોઇ ખિન્ન મુખ પરથી આંસુ લોહ્યું નથી; ટાઢી પડી ગયેલી લાગણીમાં તેણે કદી ઉત્સાહનો અગ્નિ ચેતાવ્યો નથી; તેના હૃદયમાં કોમળ લાગણી નથી અને પૈસાથી ચઢતા દેવને તેણે પૂજ્યો નથી.

ડેન્માર્કની રાણી કેરોલાઇન મૅટિલ્ડાએ હીરાની વિંટીથી પોતાના કેદખાનાની બારી ઉપર લખ્યું હતું કે "પ્રભો ! મહાન કોઇ બીજાને બનાવજે, મને તો બસ નિર્દોષ રાખજે." કેવું રહસ્યપૂર્ણ વાકય !

એક વૃદ્ધ માણસે આખી જીંદગી ઉન્નત ચરિત્રને બદલે માત્ર ધન મેળવવામા કાઢી હોય તો તેના કરતાં બીજો કયો ધંધો અથવા દેખાવ વધારે દિલગીરીભરેલો હોઇ શકે ? પોતાના ધન વડે ભલે તેણે પુસ્તકો, પૂતળાં અને ચિત્રોનો ઢગલો એકઠો કર્યો હોય; પણ તેમાં શું તત્ત્વ રહ્યું છે એ વાત જેણે જાણી-વિચારી નથી; તેનું હૃદય સાંકડું થતાં થતા તે કંજૂસ થઇ ગયો હોય છે અને પ્રથમ ઉત્તમ ખાસિયતો હોય તે પણ હલકા થયેલી હોય છે.

બુલ ડૉગ જેવા ચહેરાવાળો એક માણસ, જેણે હમેશા લઇ લઇને અને (બહુ તો 'એરણની ચોરી અને સોયના દાન'ની પેઠે પ્રભુ અને જગતને છેતરવા જોગા દાનપુણ્ય કરતા વધારે ) કંઇજ આપ્યા વિના માત્ર એકઠુંજ કરી જાણ્યું છે અને તે વાત તેનો ચહેરો પણ કહી આપે છે; તેવા માણસને શું તમે ફતેહમંદ અથવા સારી સ્થિતિવાળો કહો છો ? લોકોને દબડાવી મારતા તે ચહેરામાં, વિધવાઓ અને અનાથોને તેણે આપેલો કરુણાજનક અનુભવ તમે જોઇ શકતા નથી ? પોતે આગળ વધવા માટે જેણે બીજાને પાછળ પાડયા છે અને જે પોતાની ઇમારત ઉભી કરવા માટે બીજાની ઝુંપડીઓ પાડી નાખે છે; તેને શું તમે સ્વાશ્રયી અને મોટો માણસ ધારો છો ? જે માણસ બીજાને ગરીબ બનાવે તે ખરો ધનવાન કે ધર્માત્મા હોઇ શકે ? એક વરુના મોં ઉપર "ખાઉં, ખાઉં"ની વૃત્તિ જણાય તેની પેઠે જેના ચહેરા ઉપર દદ

લાગણી ખુની જણાય છે, એવો માણસ શુ માણસ હોઇ શકે? સુખી હોઇ શકે? અજ્ઞાની લોકો જેને ફતેહ કહે છે, એવી ક્રૂર-અધમ-હલકટ ફતેહ જેઓએ મેળવી છે, તેવાઓના ચહેરા ભાગ્યેજ હસતા, નિર્મળ અને સુન્દર દેખાય છે

એક કંજુસે ગુપ્ત સ્થળે પોતાનુ ધન દાટેલુ તે જોઇ જોઇને તે હરખાયા કરતો પછી તે ધન લૂટાઈ ગયુ ત્યારે એક શાણા મિત્રે સલાહ આપી કે, તે જગાએ હવે થોડા કાંકરા દાટો અને ત્યા વારવાર જઇ તે પોતાના છે એમ જાણીને હરખાયા કરો

સૉક્રેટિસ પૈસા મેળવવા માટે શિક્ષણ આપતો નહિ, પણ જ્ઞાનનો પ્રચાર કરવા માટે શિક્ષણ આપતો તે કહેતો કે, મારો આનદ પૈસામા નહિ પણ માણસજાતને ઉપયોગી થવામા રહેલો છે

એક રાત્રિના એક હજાર ડૉલર પ્રમાણે પચાસ રાત્રિઓ ભાષણ કરવા માગણી થઇ, પણ સ્પર્જને ના પાડી કારણ કે તેને એ કરતા વધારે સારૂ કામ કરવાનુ હતુ-લડનમા રહી ૫૦ આત્મા નો ઉદ્ધાર કરવાની તેને કોશિશ કરવાની હતી

આ જમાનાની મજબૂત અને જડ વૃત્તિઓ તથા પ્રવૃત્તિઓ વચ્ચે પણ જે થોડા માણસો પૈસા, ખિતાબ અને વાહવાહને નહિ ઇચ્છતા પરમ પદાર્થનીજ આશાથી ચાલે છે, તેમને સર્વ રીતે ધન્યવાદ ઘટે છે

મૅથ્યુ હેન્રી કહે છે કે, પૈસા મેળવવામા ચિતા, સાચવવામા ધાસ્તી, વાપરવામા લાલચો, દુરુપયોગ કરવામા ગુન્હો, ખોવામા ઉદ્વેગ અને છેવટે એ પૈસા મેળવવાના પાપ પણ ભોગવવાના હોય છે

મનુષ્યના જીવનમા ધધારોજગાર અને ફતેહો કરતા બહુ મહાન, દ્રવ્ય કરતા વધારે ભવ્ય, લોભબુદ્ધિ કરતા વિશેષ ઉચ્ચ અને લોક કીર્તિ કરતા વધારે સ્થાયી એવુ પણ કંઇક શક્ય હોવુજ જોઇએ



# ३७–साहित्यसम्राट् बंकिमचंद्रनां वचनामृत

("બંકિમ નિબંધમાળા" ઉપરથી)

"બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિ છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ સુખ તમે એવું નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય."

"પાઠશાળાઓ અને નિશાળોમાં ભણ્યા વિના પણ જ્ઞાનની વૃદ્ધિ થઇ શકે છે."

'લખતાંવાંચતાં આવડે તે 'જ્ઞાની' અને ન આવડે તે 'મૂર્ખ' એવું ન માનશો."

"આપણા દેશમાં પૂર્વે જ્ઞાન પ્રાપ્ત કરવાના જે કેટલાક ખાસ માર્ગો હતા, તે સર્વ આજે લુપ્તપ્રાય થઇ ગયા છે. 'કથા' અને 'કીર્તન' એ પૂર્વકાળે જ્ઞાનપ્રાપ્તિનો એક મુખ્ય ઉપાય હતો."

"પ્રાચીન સન્નારીઓ પુરાણ તથા ઇતિહાસની કથાવાર્તાઓ કથાકારો પાસે સાંભળતી અને તેથી જ્ઞાન અને ચારિત્રનો ઉત્તમ ભંડાર તેમની પાસે ખુલ્લો થઇ જતો."

"અત્યારના આપણા સુશિક્ષિત ગણાતા યુવકો કરતાં તો પૂર્વકાળની સન્નારીઓ અનેક બાબતો વધુ સારી રીતે સમજી શકતી હતી."

"સ્વધર્મના ગ્રંથો છોડીને સૌ પહેલો અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ કરવાથી અમારું વિશેષ અનિષ્ટ થયું છે."

"ભોગ–વિલાસમાંજ જીવનની સાર્થકતા મમજાવનારી આ કાળા મોવાળી વીસમી સદીએ એક હાથમાં તોપ–બંદુક અને બીજા હાથમાં કળ–કારખાનાંઓ ધારણ કરીને સેંકડો શિક્ષિત, અર્ધશિક્ષિત તથા અશિક્ષિત હિંદી યુવકોને ધર્મસંસ્કારથી ભ્રષ્ટ કર્યા છે."

# ૩૮–મહાત્મા થવાનો સાચો માર્ગ

("પ્રભુમય જીવન" ઉપરથી)

મનુષ્યના વિકાસમાં અડચણ નાખનાર માત્ર તેનું અજ્ઞાન છે.

મનુષ્ય કેવાના સમાગમમાં વિશેષ આવે છે તે ઉપર તેની ચડતી કે પડતી થવાનો આધાર છે.

રોગ જેટલો ચેપી છે તેટલુંજ સુખ તથા આરોગ્ય પણ ચેપી છે.

કુદરતના નિયમોનું અજ્ઞાન કે અવગણના સર્વ રોગ–દુઃખનું કારણ છે. કોઇ પણ દુઃખ કે રોગને ઇશ્વર નહિ પણ મનુષ્ય પેદા કરે છે.

રોગ થયા પછી રોગ ટાળવો, એ કરતાં રોગ થાયજ નહિ એવી રીતભાત સૂચવવી, એજ વૈદ્યનું મુખ્ય કાર્ય હોવું જોઇએ.

આપણી કલ્પનાઓની હદ એજ આપણા વિકાસની હદ છે.

દ્વેષનો નાશ દ્વેષથી નહિ, પણ પ્રેમથી થાય છે.

બીજાનું ભલું કરવામાં તમે તમારી જાતને જેટલી ભૂલશો તેટલું તે કામ વધારે સારૂં થઇ પરિણામ પણ વધારે સારૂં આવવવાનું.

દયાવિનાનું જીવન એ સાચું જીવન નથી પણ જીવતું મરણ છે.

બીજાઓનું ભલું કરવામાં આપણું પણ ભલું થાય છે.

મનુષ્યને તેના પંડનું અને તેની તેનાથી અજાણ્યી શક્તિઓનું જ્ઞાન આપવું; એના જેવો માનવસેવાનો ઉત્તમ માર્ગ બીજો નથી.

જ્યાં સત્યની ઇચ્છા અને સ્વીકાર નથી ત્યાં તે જતું પણ નથી.

સત્યને સંપૂર્ણ જાણવું હોય તો તેના સિવાયની બીજી બધી ઇચ્છાઓ અને ખટપટો દૂર કરો અને સત્યને જાણી અમલમાં મૂકો.

પ્રાપ્ત શક્તિનો પૂરો સદુપયોગ થાય તોજ તે ખીલી ભાવના ફળે છે.

આપણી ભાવી સ્થિતિનો આધાર આપણા આજના વર્તનપર છે.

એવી એક પણ વસ્તુ કે સ્થિતિ આ વિશ્વમાં નથી કે જેના તરફ એકનિષ્ઠ અને સર્વભાવથી ચાલનારો તેનાથી બેનસીબ રહે.

મનમાં એક વાત અને બોલવામાં બીજી વાત, એવી કુટિલતા જવા દઇ મનમાં હોય તેજ કહી દેવાની ટેવ પાડો.

તમારી શક્તિઓ જાણવા માટે પ્રથમ તો પરમાત્માને જાણો.

જેનું મન પરમાત્મામા રહે છે તેની સંભાળ પરમાત્મા રાખે છે.

જેવા મિત્રોને તમે શોધશો તેવા મિત્રો તમને શોધશે.

જે કામ રામ, કૃષ્ણ, મહંમદ, ઇસુ કે જરથુસ્ત્ર કરી શકે તે કામ બીજો પણ કરી શકે; કેમકે સર્વત્ર એકજ નિયમ વ્યાપી રહેલો છે.

કેમકે એવી એક પણ ટેવ નથી કે જે જીતી શકાય નહિ.

કેમકે તમારૂં જીવન કેમ દોરવવું અને ખીલવવું એ માત્ર તમો અને તમારા પ્રભુ વચ્ચેનો સવાલ છે; છતા જો તમે સાધારણ લોકોથી દોરવાતા હો, તો જરૂર તમે ખોટે માર્ગે ચઢવાના ભયમા છો.

કેમકે બહારનો વિવેક અને આડંબર નિર્બળ માણસોજ રાખે છે.

કેમકે જેમને આત્મશક્તિ સમજાઇ હોય તેઓ તો લોકો જુએ-જાણે, વખાણે, એ પ્રકારનું કામ ઓછું અને નાછૂટકે કરે છે.

કેમકે તેઓ સમજી ચૂકયા હોય છે કે, અંદર-બહાર બધે અનંત શક્તિજ બધું કરી રહી છે અને તેઓ તો તેનુ હથિયારમાત્ર છે.

કેમકે સૃષ્ટિના એવા શ્રેષ્ઠ નિયમોમા અને તેના નિયંતામા જેને વિશ્વાસ આવે છે તેના ઉપર દીનહીનતાની સત્તા નહિ ચાલે.

ઇચ્છા અને લાયકાત વિના પ્રભુ સારી વસ્તુઓ નથી આપતો.

સોયના કાણામા ઉંટ પેસવું જેટલું અશકય છે, તેટલુંજ ધનવાનને સ્વર્ગ પામવુ અશકય છે.

આપણે બધા માત્ર અપાર સામર્થ્યરૂપ પરમાત્માને વહેવાની નીકો છીએ, એટલે જે કોઇ જેટલા પ્રમાણમા એ દિવ્ય પ્રવાહને પોતાદ્વારા વહેવા દેશે, તેટલા પ્રમાણમા તે મહાત્મા બને એ નિઃશંક છે.

ધર્મગ્રંથાદિથી ઇશ્વરી આજ્ઞા જાણે ને પાળે તેઓજ ધન્ય થાય છે.



# ૩૧–સફળતા અને નિષ્ફળતાની સાચી સમજણ

("સુખી જીવનના સાધન" ઉપરથી)

પાપરહિત પવિત્ર માણસજ પરમ સુંદર સત્યને પામી શકે છે. માટે પ્રત્યેક અયોગ્ય વિચાર અને દુરાચારથી ચઢેલા આવરણ યોગ્ય વિચાર અને પવિત્ર જીવનથી અવશ્ય દૂર કરવા જોઇએ–અર્થાત્ સ્વાર્થ સાધવાનું, અપ્રમાણિક થવાનું, બીજાના અજ્ઞાન કે નિર્બલતાનો લાભ લેવાનું, અને તેમને બાધક થવાનું કે પાછળ રાખવાનું તદ્દન છોડી દેવું જોઇએ.

આમ છતા ઘણા માણસો ધનાદિનો સ્વાર્થ સાધવા મથી એ આવરણો વધારતાજ ચાલે છે. અને તેથી તેમની આન્તરિક દૃષ્ટિ સંપૂર્ણ બંધ થઇ એટલી વિકારી બની જાય છે કે તેઓ ભૌતિક વસ્તુઓ સિવાય કશું પણ જોઇ શકતા નથી.

મનુષ્યે વ્યાવહારિક સફળતા મેળવવી એ એક વસ્તુ છે; પરંતુ પરમ લક્ષ્ય સાધી જીવન સફળ કરવું એ જુદીજ વસ્તુ છે. અનેક માણસો વ્યવહારમાં નિષ્ફળ જણાયા છતા વસ્તુતઃ તેમણે પોતાનું જીવન સફળ કર્યું હોય છે. કેમકે તેઓ લૌકિક સુખો અને પદાર્થોનો ભોગ આપીને ઉચ્ચતમ આદર્શને વળગી રહ્યા હોય છે.

લૌકિક કીર્તિ, દ્રવ્ય, દરજ્જો, માનપાન, એ વસ્તુઓને ખરી સફળતા સાથે સંબંધ નથી. કેમકે સૌથી વધારે સફળ થયેલા મહાપુરુષોને લોકોએ ધિક્કાર્યા છે કે જેઓ પોતાનું મસ્તક મૂકવા જેટલી પણ જગા આ સંસારમાં ધરાવતા ન હતા.

અહો! આ પ્રપંચી સંસારમા સ્વાર્થી સ્ત્રીપુરુષોની કહેવાતી સફળતા અને મહત્તા એ કેવી શોચનીય વસ્તુ છે!

તે સર્વજ્ઞ ન્યાયાધીશ કે જેની ઉપર અપીલજ ચાલતી નથી તે આ જગતમાંની ઘણાઓની નિષ્ફળતાને સફળતા ઠરાવશે અને ઘણાઓની સફળતાને નિષ્ફળતા ઠરાવશે.

લોકોમાં જે માણસો સફળ ગણાય છે; વર્તમાનપત્રોમા જેમની પ્રશંસા થાય છે; સમાજ જેને શોધ્યા કરે છે અને શ્રીમંતો જેમને ઇચ્છે છે; એવા ઘણા માણસો મનમાં તો સારી રીતે જાણે છે કે તેઓ લોકોને છેતરે છે. તેમના હૃદયો દર વખતે તેમની ટગાઇ

નાપસંદ કરે છે. તેમને તેમની આર્થિક સફળતા યાદ આવે છે ત્યારે ત્યારે તેમને તેમનાં અંતઃકરણો ડંખે છે. જ્યારે જ્યારે તેઓ પોતાની મિલો, જીનો, કારખાના કે ખાણોમાથી પસાર થાય છે ત્યારે ત્યારે તેમને નિસ્તેજ ચહેરાઓ, હાડપિંજર જેવા શરીરો અને ભૂખે મરતા લોકો કે જેમનું રક્ત તેમને ઓછો બદલો આપીને મેળવેલા ધનના ઢગમાંના પ્રત્યેક રૂપીઆમા રહેલું હોય છે; તે લોકોની હાલતજ મૂગે મોઢે એવાઓ ઉપર સખ્ત દોષારોપ કરતા ગર્જી ઉઠે છે કે, જગત ભલે તમને મહાન સફળતા મળેલી ધારે; પણ ખરૂ જોતા તો તમને પ્રચંડ નિષ્ફળતાજ મળી છે. કેમકે તમે અનેક જીવનોનો ભોગ લઇને તમારો ધનનો ઢગ ભેગો કર્યો છે.

મનુષ્યે આટલું તો જરૂર શીખવું જોઇએ કે, જગતની પ્રશંસા કરતા તો બહુજ મહાન અને લોકોની સમતિ કરતા તો બહુ કિંમતી એવી કોઇક દિવ્ય વસ્તુ—આતરિક અવાજરૂપે તેના પોતાના હૃદયમા રહેલી છે, અને જો એ પોતાનો હાર્દિક અવાજજ અસંતોષ દર્શાવે તો પછી બીજાઓ ગમે તેટલુ માન આપે તે તો કેવળ ઉપહાસજ છે.

જે માણસ એ પ્રમાણે બીજાના અજ્ઞાનનો લાભ લઇ તેને છેતરે છે તેના વિષે એટલુજ કહી શકાય કે, તેનું ચારિત્ર્ય ભ્રષ્ટ થયું છે.

પ્રત્યેક સાચા મનુષ્યની મહત્ત્વાકાક્ષા વધારે ધન કે માન મેળવવાની નહિ પણ વિશેષ ઉન્નત થવાની—વિકાસ પામવાની—હોવી જોઇએ.

દુર્ભાગ્યે અધિપતિઓ અને પ્રતિસ્પર્ધીઓ, જે માણસ ઉન્નત થવાનો પ્રયત્ન કરે છે તેની ઉપર નિંદારૂપી કાદવ નાખવાની અથવા તેને ઉતારી પાડવાની તક મેળવવાને હમેશા તત્પર રહે છે.

જે માણસ વિધ્નકારક પાષાણોને સીડીના પગથીઆ તરીકે વાપરી શકે છે; જે પરાજયથી ડરતો નથી; જે નિંદા કે ટીકાને લીધે કર્તવ્ય મૂકી દેતો નથી અને પોતાની આસપાસ ગમે તેટલા તોફાન ચાલે તોપણ જે પોતાના હોકાયત્રની સોયની અણી પોતાના ઉદ્દેશરૂપી અચળ ધ્રુવ તરફજ રાખે છે; તેનો વિરોધ કરવો નકામો છે.

જો તમે તમારા મનને એક વાર અસત્ય બોલવા દેશો તો બીજી વાર તેને કલ્પિત કારણથી પણ સત્ય છોડવાનુ સહેલું લાગશે.

## ૪૦—ચઢતી અને પડતી તમારા વિચારોજ લાવે છે

("સુખસામર્થ્ય સમૃદ્ધિ"માંથી થોડો સારાંશ)

"વિકાસ પામતા રહો અથવા ક્ષીણ થતા ચાલો" એ કુદરતનો મુદ્રાલેખ છે અને તે સૃષ્ટિની પ્રત્યેક વસ્તુપર લખેલો છે.

આપણું શાશ્વત તારુણ્ય આપણા મનમાજ રહેલું છે, બીજે નહિ.

માણસનું મન સંમતિ આપે નહિ ત્યાંસુધી તેનો ચહેરો ઘરડો થઇ શકતો નથી. કેમકે શરીર એ મનનોજ દોરેલો નકશો છે.

તરુણોની સાથે ઝાઝો સંસર્ગ રાખવાથી તારુણ્ય ટકવામાં જેટલી મદદ મળે છે, તેટલી બીજા કશાથી મળતી નથી.

તમે માત્ર પચાસ વર્ષના થયા હોય ત્યારે તમારૂં મગજ શિથિલ થવા માંડે અને શક્તિઓ ઘટવા લાગે એ તો તમારા સ્રષ્ટાનું અપમાન થવા જેવું છે. કેમકે એ સમયે તો તમે તરુણાવસ્થામાં હોવા જોઇએ. ધોળા વાળ, કરચલીઓ ઇત્યાદિ ઘડપણનાં ચિહ્નોનો આ યુવાવસ્થા સાથે કશો સંબંધ નથી. બુદ્ધિ, શક્તિ, સૌંદર્ય અને સદ્ગુણોની વૃદ્ધિ તથા દૃઢતા થવી એજ મોટી ઉંમરના ચિહ્ન હોવાં જોઇએ; નિર્બળતા, નિરુપયોગિતા અને વળિયા પળિયા એના લક્ષણ હોવાં જોઇએ નહિ.

ઘડપણના વિચાર કરવાની ટેવ પાડવી જેટલી સહેલી છે તેટલીજ તારુણ્યના વિચાર કરવાની આદત પાડવી સહેલી છે.

કોઇ પણ મનુષ્યનું મન ખરાબ વિચારો અને કુટેવોથી એટલું બધું મલિન કે વિષમય બની ગયું નથી—દુરાચારમાં એટલું બધું ડૂબી ગયું નથી—કે તે ઉચ્ચ વિચારોથી પાછું શુદ્ધ ન થઇ શકે.

ઉત્સાહ, હિંમત, આશા અને આનંદ એ એવા સાધનો છે કે જે બિમારને સાજો કરવામાં દવા કરતાં ઘણી વધારે મદદ કરે છે.

જમતી વખતે અને ઉંઘતા પૂર્વે આનંદી રહેવાનો અભ્યાસ પાડવો એ દરેકનું બહુ જરૂરી કર્તવ્ય છે કારણ કે એથી શરીર અને મનના આરોગ્યને ઘણોજ લાભ થાય છે.

રંકતાનો વિચાર જેટલો ખરાબ છે, એટલી રંકતા પોતે નથી.

જે દિવ્યતા આપણા ઉદ્દેશોને ઘડે છે તે આપણામાંજ રહેલી છે.

ઉદારાતમા આપીને શ્રીમંત થશે; અને કંજુસ સંઘરીને રંક થશે.

મનુષ્યમાં સુપ્ત રહેલી શક્તિ મહત્ત્વાકાક્ષામાંથી એટલે ઉચ્ચ આદર્શ અને ઉન્નત હેતુવડે જાગી ઉઠે છે અને ખીલે છે.

તમારો આદર્શ, એ અંતે તમે કેવા થશો તેની આગાહી આપે છે.

ઇશ્વરને ઉપાસનારને નવીન બળ મળશે; ઉન્નતિના આકાશમાં તે ગરુડની પેઠે ઉડશે; તે દોડશે પણ થાકશે નહિ; તે બોજો ઉપાડશે પણ બેશુદ્ધ થશે નહિ.

ઘણા લોકો હાસ્યરસપ્રધાન અને પ્રોત્સાહક ગ્રંથ વાચીને ઉદાસીને હાંકી કાઢે છે. કેટલાક બુદ્ધિમાનો સ્તોત્રો, કહેવતો તથા મહાત્માઓનાં વચનામૃત વાચીને ઘણો લાભ મેળવે છે.

---

## ४१–महारोगनी महान् औषधि

સોરઠા–માનવ મોટું ભાગ્ય, જો તું ઇચ્છે તાહરૂં;
તો તો ઝટપટ જાગ્ય, શુભ ગ્રંથો હાકલ કરે.
ખરા સંતનો સંગ, માનવ મળવો દોહલો;
આપે એનો રંગ, આદર્શો દઇ ગ્રંથ શુભ.
વેહેવા ચાહો વીર, મ્હોટા જનને મારગે;
ચહો જ્ઞાનચારિત્ર્ય, જીવન જાણી તેમનાં.
ચરિત્ર ચારુ થાય, જ્ઞાન ગ્રહી પાળ્યા થકી;
એ અર્થે વંચાય, ગ્રંથો જ્ઞાન-ચરિત્રના.
દુઃખ બહુ દે અજ્ઞાન, તેને ટાળે તર્ત જે;
જ્ઞાન-સૂર્ય તે જાણ, તુજ પૂર્વજનો વારસો.
લોહ સમું આ મંન, માટીમાં માટી બને;
કર એને કાંચંન, પારસ-ગ્રંથ-સમાગમે.
માનવ મોંઘો દેહ, ખેહ થવા નવ ખો વૃથા;
અમરપણું લે એહ, જ્ઞાન ધ્યાન ચારિત્ર્યથી.

# ૪૨–સારા માણસોનો પુસ્તકપ્રેમ કેવો હોય?

( ઉત્તમ ગ્રંથોના આધારે )

જે પુસ્તકો આપણને સૌથી વિશેષ ઉત્સાહ આપે; જે ઉત્તમ કામ કરીને ઉન્નત થવાને સૌથી વિશેષ નિશ્ચયવાળા બનાવે તથા જે ઉત્તમ ચિંતન અને આચરણમાં જોડે, તેજ પુસ્તકો ઉત્તમ છે.

જો તમારા જ્ઞાન અને ચારિત્રનો વિકાસ કરવો હોય તો જ્ઞાન વર્ધક ગ્રંથો અને ઉત્તમ ચરિત્રો ધ્યાનપૂર્વક વાંચો; તથા તેમાંની નીતિ અને આધ્યાત્મિકતાને વર્તનમાં ઉતારી જીવનમાં મેળવી લેતા શીખો

શ્વાસમાં લીધેલી સારી યા નરસી હવાની અસર આપણને થયા વિના રહેતી નથી, તેમ સારા યા નરસા વાચનની સારી યા નરસી અસર પણ આપણા પર થયા વિના રહેતીજ નથી; માટે જે ગ્રંથો આપણને ઉન્નત વિચારો આપીને તર્કો તથા શક્તિઓનો અધિકાધિક સદુપયોગ કરવા પ્રેરે, તેવાજ પુસ્તકો આપણે વાચવા જોઇએ.

શું કોઈ તમને એમ સમજાવે છે કે, સદ્ગ્રંથોનો ઉપયોગ તમને સુખના માર્ગથી દૂર કરે છે? ખરૂં સુખ અને ખરી ઉન્નતિ તો તન-મનની સમસ્ત શક્તિઓનો પ્રયત્નપૂર્વક સર્વભાવે સદુપયોગ કરવાથી થાય છે, અને તેથીજ રામ, કૃષ્ણ, ભીષ્મ, હનુમાન, યુધિષ્ઠિર અને અર્જુનાદિ જેવા સામર્થ્ય અને સૌંદર્યની જ્વલંત મૂર્તિરૂપ અનેકાનેક યુવકોએ પોતાના જીવન સર્વોત્તમ જ્ઞાન અને ચારિત્રને સોંપી દઈ તદ્રૂપ બનાવી દીધા હતા માટે એવું અવળુ સમજાવે તેને એવા એવાઓની કથાવાર્તાઓ કહીને સમજાવો કે, તેઓ પણ તેજ રસ્તે ચાલે.

અડગ રાજપૂત અને મરાઠા મહાવીરોનાં ઉગ્ર પરાક્રમોમાં એ રામાયણ, મહાભારત અને મહર્ષિઓ તથા મહાભક્તોનીજ અસરો મોટા પ્રમાણમા હતી. વળી મનુષ્યોના અંગત સુખ ઉપર તેની કેટલી અસર થઇ છે તેનું તો અનુમાન પણ કોણ કાઢી શકે! તેણે મનુષ્યજાતિને કર્તવ્ય-પ્રાપ્તવ્યનું જે ઉત્તમોત્તમ શિક્ષણ આપ્યુ છે તેથી

કેટલા બધા માણસો વધુ શાણા, ઉત્સાહી અને સુખી થયા છે!!

કેટલા બધા માણસોને રામાયણ અને મહાભારત તથા તે ઉપરથી રચાયલા ગ્રંથો ગરીબાઈમા દ્રવ્યરૂપ, પરાધીનતામા સ્વતંત્રતારૂપ, વ્યાધિમા આરોગ્યરૂપ અને એકાંતમાં મિત્રરૂપ થઇ રહ્યા છે! ખરેખર ન્યાયમંદિર, રાજ્યસભા, રણક્ષેત્ર અને તત્ત્વજ્ઞાનની શાળાઓમા તો તેનીજ પ્રબળ સત્તા જણાઇ રહે છે. વળી તેનું એટલુંજ ગૌરવ નથી પણ એ સર્વોત્તમ સાહિત્ય જ્યારે દુઃખી માણસોને આશ્વાસન આપી શાંત કરે છે અને શોકગ્રસ્ત આંખોમા આનંદનાં તેજ આણે છે ત્યારે એ મહાન ગ્રંથોની અજબ અસર માણસને સ્પષ્ટ જણાઈ રહે છે.

હજારો વર્ષથી અયોધ્યા અને હસ્તિનાપુરની સત્તા-સ્વાતંત્ર્ય નષ્ટ થયા છે, તેના નિવાસીઓ પતિત થઇને ભીરુ ગુલામો બન્યા છે; ભાષા અશુદ્ધ બની ગઇ છે; મંદિરો આક્રમણ અને ધસારાઓના ભોગ થઇ પડયા છે; પરંતુ મહાભારત અને રામાયણરૂપે વ્યાસ અને વાલ્મીકિનું માનસિક સામ્રાજ્ય તો આજે પણ અવિનાશી છે.

આપણે બાલ્યાવસ્થામા જે પુસ્તકો વાચીએ છીએ તેની આપણા ઉપર સૌથી વધુ અસર થાય છે. મહાત્મા ગાંધીજી એવા ભાવનું કહે છે કે "આજે હું જોઇ શકું છું કે ભાગવત એવો ગ્રંથ છે કે જે વાંચીને ધર્મરસ ઉત્પન્ન કરી શકાય. મે તો ગુજરાતીમા તે અતિરસથી વાચ્યો છે; પણ મારા એકવીસ દિવસના ઉપવાસમાં ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયજીના શુભ મુખેથી કેટલાક ભાગો સાભળ્યા ત્યારે તો એમજ થયું કે, બચપણમા તેમના જેવા ભાગવતભક્તને મુખેથી સાંભળત તો એ ગ્રંથ ઉપર પણ મારી બચપણમાજ સારી પ્રીતિ જામત તે વયમા પડેલા શુભ અશુભ સંસ્કારો બહુ ઉંડાં મૂળ ઘાલે છે એમ હું ખૂબ અનુભવું છુ અને તેથી કેટલાક ઉત્તમ ગ્રંથો સાંભળવાનુ મને તે વયે ન મળ્યું એ સાલે છે."

પ્લુટાર્કની એક પ્રત મૅડમ રોલેન્ડ પ્રાર્થનામંદિરમા સાથે લઇ જતી અને વચમાં વિસામો હોય ત્યારે ત્યારે તેમાનું એકાદ વાક્ય

વાંચી લેતી. પ્લુટાર્કે લખેલા આ ચરિત્રો નેપોલિયનને પણ બહુ પ્રિય હતા. પ્લુટાર્ક એમા પરમ કુશળતાથી વીર પુરુષોની નાની નાની ખાસિયતો પણ વર્ણવે છે. બીજા લેખકોએ તે વાત ધ્યાનમા લીધી નથી; પણ પ્લુટાર્ક તો કહેતો કે "મહાન યુદ્ધો વર્ણવવાનું બીજાઓ માટે રહેવા દઇ હુ તો તે તે આત્માઓનોજ ખ્યાલ આપનારી ઘટનાઓ વર્ણવીશ" શેક્સપિયરે પણ પ્લુટાર્કની ઘણી હકીકતનો અનુવાદ કર્યો છે અને કોઈ કોઇ વાર તો અક્ષરશઃ તેની ભાષા ઉતારી છે.

કૉટન મૅથરનો 'સત્કાર્ય' વિષે નિબંધ' ફ્રૅંકલિને પોતાની બાલ્યાવસ્થામા વાંચેલો તેની અસર તેના આખા જીવન પર થઇ હતી. ગ્રંથ વાચતી વખતે હાથમા કલમ રાખવાની અને જે અગત્યનું વાચવામા આવે તેની નોંધ લખી લેવાની તે પ્રત્યેકને ભલામણ કરતો.

એમર્સનકૃત 'પ્રકૃતિ'ની અસર ટિન્ડાલના બધા જીવનપર થઇ હતી.

બીચરે કહ્યુ છે કે, રસ્કિનના ગ્રંથોએ મને અવલોકન કરવાની કુંચી આપી છે અને એવા ગ્રંથો વાચ્યા પછી કોઈ પણ આગળ જેવો રહી શકે નહિ અથવા આગલી દૃષ્ટિથી જગતને જોઇ શકે નહિ.

હોરેસ ગ્રીલી લખે છે કે, હું નાનો હતો ત્યારે લાકડાના ઓરડામા, બગીચામા અને પાડોશીઓને ત્યા વાચતો વાચતો જતો. પિતા બહુ ગરીબ હોવાથી દિવસે બાગમા મારી ચાકરીની જરૂર પડતી, પરંતુ રાત્રે મને સૂવાડતા તેને ભારે મહેનત પડતી. કેમકે રાત્રે હું મારા પુસ્તકો મારી આસપાસ ગોઠવી મૂગે મોઢે તથા નીચી મૂડીએ મોડા સુધી વાચ્યા કરી જ્ઞાનામૃત પીધા કરતો. એ સમયે મારા મનમાથી મારી આસપાસનું જગત ખસી જઇને મારા પુસ્તકો મને જે જગતમા લઇ જતા તેજ જગત મને જીવતું જાગતું લાગતું.

પ્રેસિડેન્ટ લિંકને અગાઉ વૉશિંગ્ટન અને હેન્રી ક્લેનાં ચરિત્રો ગામડિયા પાડોશીઓ પાસેથી માગી લાવી પોતાની ઝુંપડીમા સગડીને અજવાળે વાચેલાં તેથી તેના જીવનને પ્રોત્સાહન મળ્યું હતું.

વળી એવામાં બુદ્ધિવાદનો અને બીજો એક ગ્રંથ વાંચવાથી તેને એટલી બધી અસર થઇ હતી કે તેની નીતિ લગભગ ડગી ગઇ અને તેણે બાઇબિલની વિરુદ્ધમાં એક નિબંધ લખ્યો ! પણ પછી સુભાગ્યે પાછલાં વર્ષોમાં તેણે જે ગ્રંથો વાચ્યા તેણે આ ખરાબ અસર દૂર કરી હતી.

સેનાપતિ બ્રુટસ ફાર્સેલિયાના યુદ્ધદિવસની એક રાત્રિ પૂર્વે (કે જે યુદ્ધના પરિણામ પર સમસ્ત સંસારના ભાગ્યના ઉકેલનો આધાર હતો) પોતાના તંબુમાં બેઠો બેઠો 'વાંચતો' હતો, અને તેમાંથી સુંદર અવતરણોનો લેખિનીવડે ઉતારો કરતો હતો !

જ્યેષ્ઠ પ્લીની, જ્યાંસુધી તેની પાસે વાંચનાર કોઈ ન હોય ત્યાં સુધી જમવા બેસતો નહિ અને એક અથવા વધારે પુસ્તકો સાથે લીધા વિના તથા તે ઉપરથી નોંધ કરવા માટેની યોગ્ય વ્યવસ્થા કર્યા વિના કોઇ પણ દિવસ તે પ્રવાસે નીકળતો નહિ.

સુપ્રસિદ્ધ પેટ્રાર્ક જે દિવસે કંઇક પણ વાંચે, લખે કિંવા એ બન્ને વાનાં કરી લે નહિ ત્યાં સુધી શાન્તિથી બેસતો નહિ. તેના એક મિત્રને એમ લાગ્યું કે બહુ વાચવાથી કદાચ તેનું આરોગ્ય બગડશે, તેથી તેણે તેની પાસેથી પુસ્તકાલયની કુંચી લઇ લીધી અને તેના વાંચનાલય ઉપર તાળું વાસી દઇ દશ દિવસ સુધી તેને કંઇ પણ વાંચવા દીધું નહિ. પેટ્રાર્કે તો આનાકાની સાથે દશ દિવસ ન વાંચવાનું સ્વીકાર્યું; પણ પહેલો દિવસ વર્ષથી પણ તેને લાંબો લાગ્યો; બીજે દિવસે સવારથી સાંજ સુધી તેનું માથું દુઃખ્યું અને ત્રીજે દિવસે તો તે તાવમાંજ સપડાયો ! તેનો મિત્ર તેની આ સ્થિતિ જોઇને ગળગળો થઇ ગયો અને પુસ્તકાલયની ચાવી તેને આપી દીધી ! ચાવીની સાથે આરોગ્ય પણ આપ્યું હોય તેમ એ ચાવી મળતાંજ તેણે પુસ્તકો વાંચવાનું શરૂ કર્યું અને એ વાચન મળતાંજ તેની સર્વ આપદાઓ ટળી ગઇ !

સુપ્રસિદ્ધ ઇતિહાસલેખક મેકૉલેને પણ વાંચવાનો બહુ શોખ હતો. તેણે કબૂલ કર્યું છે કે, તે પૂર્વકાલીન વિદ્વાનોના ગ્રંથોનો

રુણી હતો. તેની પાસે ઐહિક સુખના સર્વ સાધન, સપત્તિ, સુકીર્તિ, સદ્બુદ્ધિ અને સત્તા સર્વકાલ વિદ્યમાન છતા તે વિશેષ સુખ તો 'વાચન'થીજ અનુભવતો હતો. વિલાયતમા જ્યા જ્યા વાચનાલયો અને પુસ્તકાલયો હતા ત્યા ત્યા બધે તે સવારસાજ અથવા બપોરે ગમે તે વખતે ચક્કર મારો આવતો હતો. દિવસમા ચાર પાચ પુસ્તકાલયો તથા વાચનાલયોમા તે ફરી વળે નહિ ત્યાસુધી તેને રાત્રે જમવાનુ ભાવતુ નહિ અને સૂતા પછી પણ ચેન પડતુ નહિ

ઇતિહાસ એટલે સુધી મળ્યો છે કે, વાચનના કેટલાક શોખી નોએ તો તેમનો પ્રિય શોખ કેદખાનામા પણ છોડયો નથી કેમકે એથી તેમનો સમય સુખપૂર્વક જતો એટલુજ નહિ પણ તેમના દુ ખમા પુસ્તકો આશ્વાસનરૂપ થતા હતા દક્ષિણ આફ્રિકાના બ દી ગૃહમા કર્મવીર ગાધીજીએ તથા આદામાનના કારાગારમા ભારતના તિલકરૂપ તિલક મહારાજે અનેક પુસ્તકોનુ પરિશીલન કર્યું હતુ

જીકી કહે છે કે-પોતાના પુસ્તકોની વચ્ચે જીવવા અને મરવા માટે સિસેરોએ પોતાની સઘળી સ પત્તિ છોડી દેવા ઇચ્છા બતાવી હતી એ કાંઇ આશ્ચર્યની વાત નથી પેટ્રાર્ક અતસુધી પોતાના પુસ્તકો વચ્ચે રહ્યો અને તેમાજ મુવો એમા પણ નવાઇ નથી બેડ લખાવતો લખાવતો મુવો, લિબ્નિઝ હાથમા પુસ્તકસહિત મુવો તથા લૉર્ડ કલૅરેન્ડન ટેબલ આગળ મુવો એ પણ સ્વાભાવિક છે

બકલના અ તસમયના શબ્દો "મારૂ ગરીબ બિચારૂ પુસ્તક!" એ શબ્દો એની પુસ્તકો પ્રત્યેની તીવ્ર પ્રીતિ દર્શાવે છે, કે જે મૃત્યુ ને પણ વિસરાવી દે! સ્કૉટ જ્યારે અ તકાળે એબટ્સફર્ડમા આવ્યો અને તેને ઉચકીને તેના પુસ્તકાલયમા લઇ જવામા આવ્યો ત્યારે તેના મરદાનગી ભરેલા મુખ પર દડ દડ આસુની ધારા ચાલી! ખરેખર, તેણે પોતાના પુસ્તકોને એવી યોગ્ય રીતેજ અ તિમ પ્રણામ કર્યા હતા

ધોળા વાળવાળો અને માત્ર હાડપિ જરરૂપ બની ગયેલો સધિ પુસ્તકોને વાચી શકતો નહિ ત્યારે તેને પ પાળતો અને ચુ બન કરતો હતો, એ ચિત્ર તો વળી બહુજ અસરકારક છે!

**ફેનેલન**—મારા વાચનના પ્રેમને બદલે કોઇ બધાં મહારાજાઓ-ના મુકુટ મારી સામે મૂકે તો તેને પણ લાત મારીને ફેંકી દઉં!

**પોપ** કહે છે કે—હાલમાં મારા ઘણા મિત્રો છે અને હું તેમને ચાહું છું; પણ તેમના કરતા હું સારા વાચનને વિશેષ ચાહું છું.

**જેમ્સ ફ્રીમૅન કલાર્ક** કહે છે કે, કેટલાક ગ્રંથોએ જગતનું જેટલું હિત કર્યું છે અને કર્યા જાય છે; તેઓ જે રીતે આપણી આશા, હિંમત અને શ્રદ્ધાને જગાડે છે; દુ:ખ ટાળે છે; દૂર દૂરના યુગો અને દેશોને એકબીજા સાથે જોડી દે છે અને સ્વર્ગીય સત્યો રજુ કરે છે; એ સર્વનો જ્યારે વિચાર કરૂં છું ત્યારે હું આવી ઉત્તમ બક્ષિસ મળવા માટે હમેશા ઈશ્વરનો આભાર માનું છું.

હિલાર્ડ—ગ્રંથો એ મિત્રરહિત માણસોના સર્વોત્તમ મિત્રો છે.

## ४३–खोटा गुरुओथी खरावी

(છોટમની વાણી-ગ્રંથ પહેલામાથી)

ખલકમાં ખોટા ગુરુ થઇ ફરે, અવિદ્યા સેવકની કયમ હરે. ટેક
વેદવિરુદ્ધ વચન બહુ બોલે, દોષથકી નવ ડરે;
કલ્પિત કર્મ કરાવે સૌને, અવગુણ અદકા ભરે. ખલક૦ ૧
તન મન ધન સેવકનાં હરવા, કપટ નિરંતર કરે;
ઉપનિષદ્‌નો અર્થ ન જાણે, મત તાણીને મરે. ખલક૦ ૨
ચોરી જારી જૂઠ અનીતિ, અધમ કર્મ આચરે;
પરમારથનો પંથ તજે તે, ભવજળમાં કયમ તરે. ખલક૦ ૩
કર્તા પ્રભુને કોઇ ન માને, ધ્યાન પ્રેતનું ધરે;
કહે છોટમ એવા ગુરુ ભજતાં, અર્થ કશો ના સરે. ખલક૦ ૪

## ૪૪–ઉત્તમ વૈદ્યો અને સ્વદેશી ઔષધો વિષે

(આર્યભિષક્–૮ મી આવૃત્તિમાંથી)

स्मृतिमान् युक्तिहेतुज्ञो जितात्मा प्रतिपत्तिमान् ।
भिषगौषधसंयोगैश्चिकित्सां कर्तुमर्हति ॥

અર્થાત્—સ્મરણશક્તિવાળો, યુક્તિ તથા હેતુને જાણનારો, જિતાત્મા અને સારી પરીક્ષા કરી જાણનારો વૈદ્યજ ઔષધ વડે રોગીની ચિકિત્સા કરે. "શ્રી ચરકાચાર્ય"

वरमाशीविषविषं क्वथितं ताम्रमेव वा ।
पीतमत्यग्नि संतप्ता भक्षिता वाप्ययो गुडाः ॥
न तु श्रुतवतां वेशं बिभ्रता शरणागतात् ।
गृहीतमन्नपानं वा वित्तं वा रोगपीडितात् ॥ चरकः ॥

અર્થાત્-સર્પનું ઝેર પીવું; ગરમ કરેલ તાંબાનો રસ પીવો; અથવા અગ્નિમાં લાલ કરેલો લોઢાનો ગોળો ગળી જવો એ સારૂં, પણ વિદ્વાન વૈદ્યના વેષવાળા મનુષ્યે શરણે આવેલા રોગપીડિત મનુષ્યનું અન્નપાણી અથવા ધન લેવું એ બહુજ ખરાબ છે.

यस्य देशस्य यो जन्तुस्तज्जन्तस्यौषधं हितम् ।
देशादन्यत्र वसतस्तत्तुल्यं गुणमौषधम् ॥

જે દેશમાં જે મનુષ્યનો જન્મ થયેલો છે, તેને માટે તેજ દેશની ઔષધિ હિતકારક છે. બહારથી આવેલી ઔષધિ બરાબર લાભ કરતી નથી. વળી દેશથી બહાર રહેલાને પણ તેની જન્મભૂમિની ઔષધિ વિશેષ લાભદાયક થાય છે.

## ૪૫–વેદવાક્ય

नानाश्रांताय श्रीरस्ती रोहित सुश्रुम । पापोनृपद्वरोजनः ।
इन्द्र इच्चरतः सखा । चरैवेति चरैवेति ॥१॥

અર્થાત્—થાકી જતાં સુધી પરિશ્રમ નહિ કરનાર સુખ, સામર્થ્ય, સમૃદ્ધિ, કીર્તિ કે ઉન્નતિ પ્રાપ્ત નથી કરી શકતો. આળસુ મનુષ્ય પાપી છે, પરમાત્મા પુરુષાર્થ કરનારનોજ સાથી છે; માટે

પુરુષાર્થ કરો, પુરુષાર્થ કરો.

पुष्पिण्यौ चरतो जंघे भूष्णुरात्मा फलग्रहिः ।
शेरेऽस्य सर्वे पाप्मानः श्रमणे प्रपथे हताः ॥ चरैवेति चरैवेति ॥

અર્થાત્—ચાલનારનીજ જાંઘો પુષ્ટ થાય છે; પુરુષાર્થીજ સફળ થાય છે અને તેના સર્વ પાપ શ્રમને લીધે માર્ગમાજ નાશ પામે છે; માટે પુરુષાર્થ કરો, પુરુષાર્થ કરો.

आस्ते भग आसीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठतः ।
शेते निपद्यमानस्य चराति चरतो भगः ॥ चरैवेति चरैवेति ॥२

અર્થાત્—બેસી રહેનારનું ભાગ્ય પણ બેસી રહે છે; ઉભા રહેનારનું ઉભું રહે છે; સૂઇ રહેનારનું સૂઇ રહે છે અને ચાલવા માંડનારનું ભાગ્ય પણ ચાલવા માંડે છે; માટે પુરુષાર્થ કરો, પરિશ્રમ કરો.

## ૪૬–પૈસો, મોજશોખ અને અધોગતિ

( "આગળ ધસો"માંનો થોડો સારાંશ )

ઇશ્વરનો આપણે આભાર માનવો જોઇએ કે, આ જગતમાં પથ્થરનું બાવલું ઉભું કરવાની ગાંડાઇ કરતાં તો બહુજ ઉત્તમ અનેક ચીજો રહેલી છે. સદ્ગુણ સાથે સોનું હરીફાઇ કરી શકે નહિ. અમુક સામાજિક પદથી કે ખિતાબથી કાંઇ માણસપણું ઉપજતું નથી; મોટા મોટા વ્યાપારી મંડળ કે ટ્રસ્ટ ઉભા કરવા, ઇજારા રાખવા, એથી બહુ તો જીંદગીની હલકી વાસનાઓ ઉપર અંકુશ રહે છે.

ઇશ્વર જે કાંઇ પોતાને આપે છે તે મનુષ્યજાતિ માટેજ આપે છે એવી લાગણી જેને થઇ નથી; તેવો માણસ સાચી મોટાઇ મેળવી શકતો નથી અને મેળવે તો ટકતી નથી.

દરદી પાસેથી જે વૈદ્ય કે દાક્તર ફી લે છે; તે ફી તેને દયાની–મનુષ્યત્વની–ફૂલવાડીમાંથી પૈસાના બજારમાં ફેંકી દે છે અને તેથી પછી એ દૈવી સંપત્તિની ફૂલવાડી તેને કહે છે કે "તમે દરદીને આરોગ્ય અને જીવન તો આપ્યું, પણ એ બદલ તમને પણ પૈસા અપાયા છે;

મારે સલામ ?" પ્રી લેતી વખતે આવી આતરિક લાગણી જેને કદી ન થઈ હોય એવો પણ શુ કોઇ વૈદ્ય યા દાક્તર આ જગતમા છે ? એમ જુવનર પ્રશ્ન કરે છે

મનુષ્યો અને પ્રજાઓ હાલના શાળાશિક્ષણ અને સુધારા ઉપર શ્રદ્ધા રાખે છે; પણ તેથી એક પણ પ્રજાનો બચાવ અને ઉન્નતિ થઈ શકે નહિ. ખરૂ જોતા તો કલા અને મોજશોખની સાથે તો અધોગતિ આજે સેંકડો વર્ષથી ભાઇબંધી બાધી બેઠી છે.

ફિડિયાસ ઑસની કલાને સુંદરતાની છેલ્લી પિછી ફેરવતો હતો તેજ સમયે એથેન્સની મહત્તા વિદાય થઇ હતી. કળાનું પૂર ચઢતું હતું તેવામાજ રોમમાં યુદ્ધ, મોજમઝાહ અને શૃંગાર દાખલ થયા અને રોમની પડતી થઇ. ચારિત્ર્યનો ભોગ આપી જ્યારે પૈસો મેળવાય છે, ત્યારે તે દ્રવ્ય ઉન્નતિને બદલે અધોગતિજ આપી શકે છે. કોઇ પણ મનુષ્ય અગર પ્રજા પાસે જેમ વધારે પૈસો થાય; તેમ એ પૈસાની ખરાબ અસરથી બચવા માટે તેને વધારેમા વધારે નૈતિક બળ વાપરવાની જરૂર રહે છે.

એમર્સન કહે છે કે, સુધારાની ખરી કસોટી વસ્તીપત્રકથી, શહેરોની લંબાઇ પહોળાઇથી કે ઉતરેલા પાક ઉપરથી કરવાની નથી, પણ દેશમા કેવા પ્રકારના માણસો નીવડે છે તે ઉપરથી કરવી જોઇએ.

સોનાના મુકુટવાળા છતા મલિન અંતરવાળા એવા માણસો પાછળ ધણાઓને દોડતા, સલામો કરતા અને ઘૂસતા આપણો યુવકવર્ગ જુએ છે તેથી અને ત્યારથીજ છંદગીના મહાન હેતુ વિષે તેઓ ખોટા ખ્યાલથી દોરવાઇ જઇને છંદગીની શરૂઆત કરે છે.

નાણાની કોથળી ભારે અને આત્મા હલકો, ઘર જબરૂં અને ચારિત્ર્ય હલકું, એના કરતા વધારે દયાજનક શું હોઈ શકે ?

ઇંગરસોલ કહે છે કે, જ્યારે સત્યશીલ અને ડાહ્યા માણસો વડે ખરો ઇતિહાસ લખાશે, ત્યારે પ્રારબ્ધ અને પ્રપંચના દેવળ આગળ નમન કરનારા અને એક વખત દેવતરીકે પૂજાતારા ક્ષુદ્ર માનવીઓ તિરસ્કારપાત્ર ગણાશે

મારે સલામ!" શી સેતી વખતે આવી આંતરિક લાગણી જેને કદી ન થઈ હોય એવો પણ શું કોઈ વૈદ્ય યા દાક્તર આ જગતમાં છે? એમ સુસ્વર પ્રશ્ન કરે છે.

મનુષ્યો અને પ્રજાઓ હાલના શાળાશિક્ષણ અને સુધારા ઉપર શ્રદ્ધા રાખે છે; પણ તેથી કોઇ પણ પ્રજાનો બચાવ અને ઉન્નતિ થઈ શકે નહિ. ખરૂં જોતાં તો કલા અને મોજશોખની સાથે તો અધોગતિ આજે સેંકડો વર્ષથી ભાઇબંધી બાંધી બેઠી છે.

ફિડિયાસ ગ્રીસની કલાને સુંદરતાની છેલ્લી પિંછી ફેરવતો હતો તેજ સમયે એથન્સની મહત્તા વિદાય થઇ હતી. કળાનું પૂર ચઢતું હતું તેવામાંજ રોમમાં યુદ્ધ, મોજમજાહ અને શૃંગાર દાખલ થયાં અને રોમની પડતી થઇ. ચારિત્ર્યનો ભોગ આપી જ્યારે પૈસો મેળવાય છે, ત્યારે તે દ્રવ્ય ઉન્નતિને બદલે અધોગતિજ આપી શકે છે. કોઇ પણ મનુષ્ય અગર પ્રજા પાસે જેમ વધારે પૈસો થાય; તેમ એ પૈસાની ખરાબ અસરથી બચવા માટે તેને વધારેમાં વધારે નૈતિક બળ વાપરવાની જરૂર રહે છે.

એમર્સન કહે છે કે, સુધારાની ખરી કસોટી વસ્તીપત્રકથી, શહેરોની લંબાઇ પહોળાઇથી કે ઉતરેલા પાક ઉપરથી કરવાની નથી, પણ દેશમાં કેવા પ્રકારનાં માણસો નીવડે છે તે ઉપરથી કરવી જોઇએ.

સોનાના મુકુટવાળા છતાં મલિન અંતરવાળા એવા માણસો પાછળ ઘણાઓને દોડતા, સલામો કરતા અને ઘૂસતા આપણો યુવકવર્ગ જુએ છે તેથી અને ત્યારથીજ જીંદગીના મહાન હેતુ વિષે તેઓ ખોટા ખ્યાલથી દોરવાઇ જઇને જીંદગીની શરૂઆત કરે છે.

નાણાની કોથળી ભારે અને આત્મા હલકો, ઘર જબરૂં અને ચારિત્ર્ય હલકું, એના કરતાં વધારે દયાજનક શું હોઇ શકે?

ઇંગરસોલ કહે છે કે, જ્યારે સત્યશીલ અને ડાહ્યા માણસો વડે ખરો ઇતિહાસ લખાશે, ત્યારે પ્રારબ્ધ અને પ્રપંચના દેવળ આગળ નમન કરનારા અને એક વખત દેવતરીકે પૂજાનારા ક્ષુદ્ર માનવીઓ તિરસ્કારપાત્ર ગણાશે.

મારે સલામ!" રી લેતી વખતે આવી આંતરિક લાગણી જેને કદી ન થઇ હોય એવો પણ શું કોઇ વૈદ્ય યા ડાક્તર આ જગતમાં છે? એમ બુલ્વર પ્રશ્ન કરે છે.

મનુષ્યો અને પ્રજાઓ હાલના શાળાશિક્ષણ અને સુધારા ઉપર શ્રદ્ધા રાખે છે; પણ તેથી કોઇ પણ પ્રજાનો બચાવ અને ઉન્નતિ થઇ શકે નહિ. ખરૂં જોતાં તો કલા અને મોજશોખની સાથે તો અધોગતિ આજે સેંકડો વર્ષથી ભાઇબંધી બાંધી બેઠી છે.

ફિડિયાસ ગ્રીસની કલાને સુંદરતાની છેલ્લી પિંછી ફેરવતો હતો તેજ સમયે એથેન્સની મહત્તા વિદાય થઇ હતી. કળાનું પૂર ચઢતું હતું તેવામાંજ રોમમાં યુદ્ધ, મોજમજાહ અને શૃંગાર દાખલ થયાં અને રોમની પડતી થઇ. ચારિત્ર્યનો ભોગ આપી જ્યારે પૈસો મેળવાય છે, ત્યારે તે દ્રવ્ય ઉન્નતિને બદલે અધોગતિજ આપી શકે છે. કોઇ પણ મનુષ્ય અગર પ્રજા પાસે જેમ વધારે પૈસો થાય; તેમ એ પૈસાની ખરાબ અસરથી બચવા માટે તેને વધારેમાં વધારે નૈતિક બળ વાપરવાની જરૂર રહે છે.

એમર્સન કહે છે કે, સુધારાની ખરી કસોટી વસ્તીપત્રકથી, શહેરોની લંબાઇ પહોળાઇથી કે ઉતરેલા પાક ઉપરથી કરવાની નથી, પણ દેશમાં કેવા પ્રકારનાં માણસો નીવડે છે તે ઉપરથી કરવી જોઇએ.

સોનાના મુકુટવાળા છતાં મલિન અંતરવાળા એવા માણસો પાછળ ઘણાઓને દોડતા, સલામો કરતા અને ઘૂસતા આપણો યુવકવર્ગ જુએ છે તેથી અને ત્યારથીજ જીંદગીના મહાન હેતુ વિષે તેઓ ખોટા ખ્યાલથી દોરવાઇ જઇને જીંદગીની શરૂઆત કરે છે.

નાણાંની કોથળી ભારે અને આત્મા હલકો, ઘર જબરૂં અને ચારિત્ર્ય હલકું, એના કરતાં વધારે દયાજનક શું હોઇ શકે?

ઇંગરસોલ કહે છે કે, જ્યારે સત્યશીલ અને ડાહ્યા માણસો વડે ખરો ઇતિહાસ લખાશે, ત્યારે પ્રારબ્ધ અને પ્રપંચના દેવળ આગળ નમન કરનારા અને એક વખત દેવતરીકે પૂજનારા ક્ષુદ્ર માનવીઓ તિરસ્કારપાત્ર ગણાશે.

મિ૦ ક્રિન્ટન્ડને એ ઉપરાંત ન્યુ બ્રુન્સ્વીક, સાનજોસે, સેક્રામેન્ટો, લોસ ઍન્જીલિસ અને કેલિફોર્નિયાના સાન્ફ્રાન્સિસ્કોમાં પણ આવીજ સંસ્થાઓ ઉઘાડી છે.

યુરોપ અને અમેરિકાના દરેક મોટા શહેરમાં આવી ફ્લૉરેન્સ ક્રિન્ટન્ડન સંસ્થા સ્થાપવી એ તેના જીવનની મહેચ્છા છે અને મિસ ફ્રાન્સિસ ઇ. વિલાર્ડ અને લૉર્ડ હેન્રી સોમરસેટની આગેવાની નીચેના "વુમન્સ ક્રિશ્ચિયન ટેમ્પરન્સ એસોસીએશન" સાથે તે મતલબની યોજનાઓ ઘડવામાં આવે છે.

સોના ઉપર કે બીજી ધાતુ ઉપર આપણે નકશીકામ કરીશું તે, સમય જતાં ઘસાઈ જશે અને આપણે દેવળો ઉભાં કરીશું તે પણ કોઇ કાળે તૂટી પડશે; પણ આપણે આ અમર જીવાત્માઓ ઉપર જે કાંઇ કામ કરીશું તેથી તો આપણે તેમને ઉચ્ચ સિદ્ધાંતોથી, અનીતિના ડરથી અને મર્દાનગી પ્રત્યેના પ્રેમથી વિભૂષિત કરી શકીશું. ખરેખર આ પ્રકારે આપણે એવું અટલ કોતરકામ કરેલું જાણવું કે જે અનંતકાળ સુધી વધુ ને વધુ બળ, પ્રકાશ અને પરમ તેજ પામતું ચાલશે.

ઍમર્સને બરોબર કહ્યું છે કે, પૈસાનો ખરો લાભ તો જેણે તે પૈસો મેળવ્યો છે તેનેજ રહે છે; તેના વારસને રહેતો નથી. જ્યારે હું મારી વાડીમાં કોદાળી લઇને જાઉં છું અને એક ક્યારી ખોદું છું ત્યારે મને જેવો આનંદ, જેવો ઉલ્લાસ અને તંદુરસ્તીની જેવી લાગણી થાય છે; તેનો વિચાર કરતાં તો જે કામ મારાજ હાથે કરવું જોઇએ તે બીજાઓને કરવા દઉં ત્યારે હું જરૂર ઠગાઉં છું.

---

# ૪૮–सारा ग्रंथोना असाधारण फायदा

यस्यास्ति सद्ग्रन्थविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः।

અર્થાત્–જેને સારા સારા ગ્રંથો વાચવાવિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય તેના આગળ ચંચળ લક્ષ્મીના શુષ્ક વિનોદ શી ગણતરીમા છે?

**સાહિત્યસમ્રાટ્ બંકિમચંદ**–"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો બીજા કશાથી નથી મળતો. × × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના પણ મેળવી શકાતી નથી. × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિ છે. પણ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઈ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમા રહેલું ન હોય × × × સાહિત્ય–ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્યસરોવરના કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયના સ્વર્ગીય સુખો પણ તુચ્છ લાગે છે."

**સ્વામી વિવેકાનંદ**–"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારૂં. ગીતાજી વાંચો, વેદાંતના બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવનસુધી જરૂર છે."

**સ્વામી રામતીર્થ**–"સત્સંગ, ઉત્તમ ગ્રંથ અને શુભ શ્રવણ–કીર્તન, ત્રિલોકના રાજા બનાવી દે છે."

**મ૦ ગાંધીજી**–"પુસ્તકોમા હું ગુંથાયેલો રહી શકતો તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર થાત નહિ; એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમા ઉપયોગી વધારો કરી શકવાથી હું ઉલટો વધારે સુખચેનમા રહેત. હું માનું છુ કે, જેને સારા પુસ્તકો વાચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે.× ×એક પછી બીજું, એમ પુસ્તકો વાચતા છેવટે તમે અંતરવિચાર પણ કરી શકશો."

**અ૦ સું૦ પઢિયાર**–"બંધુઓ! સારા પુસ્તકો એટલે શું એ

તમે જાણો છો ? સારા પુસ્તકોની કિંમત તમે સમજો છો ? ભાઇ! હજી આપણે એ નથી સમજતા જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમા શોભી રહેના ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને પુસ્તકો તે લાભ લઇ શકાય તેવા વહાણો છે, જ્ઞાન એ સૂર્ય છે અને આપણા ઘરમા આવી શકે એવો તેનો પ્રકાશ તે પુસ્તકો છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાથી બનાવેલા આપણને બધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામા મોટી કિંમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમા આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેચી લાવી ઠંડક આપનારા પંખા છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવાલાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો એ તૈયાર રસોઇ છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમા રહી શકે તેવા પાણી ભરેલા માટલા છે; અને જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનારા પૂજનીય દેવો છે."

માર્ડન—"ગરીબોની ગરીબાઇ કાઢવાની, દુ:ખીઓના દુ:ખ ટાળવાની, તન–મનનો થાક ઉતારવાની અને માંદાઓનું દર્દ ભૂલાવવાની ગ્રંથોમા જેટલી શક્તિ છે, તેટલી પ્રાય બીજા કશામા નથી."

"પુસ્તકોપ્રત્યે સ્નેહ એ ઇશ્વરી રાજ્યમા પહોચવાનો પરવાનો છે."

'ખરાબ ચોપડીઓનુ વાચન, એ તો ઝેર પીવા સમાન છે'

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી મળશે."

"લીલા વનમા ભૂખે મરનાર પશુમા અને આટલા આટલા વાચવાના સાધન છતા જ્ઞાનહીન રહેનારા મનુષ્યમા શું તફાવત ?"

"સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી તેના

વિષે અનુમાન થાય છે."

"એક સારો ગવૈયો ઇચ્છે ત્યારે વાજીંત્રમાથી ચહાય તે સ્વર કાઢીને આનંદ લે છે; તેમ સારો વાચનાર પણ ઇચ્છે ત્યારે ઉત્તમ ગ્રંથમાથી મનગમતો અવાજ કાઢીને આનંદમગ્ન થઇ શકે છે."

"અવકાશની એકાદ ક્ષણનો ઉપયોગ કરી લેવા માટે ગ્લેડસ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામા સદાય એકાદ પુસ્તક લઇને ફરે; તો પછી આપણા જેવાઓએ તો વૃથા જતી કિંમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ ?"

"ખોરાકવિનાના શરીરની પેઠે જ્ઞાનવિનાનુ મન નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરિ સાધન પુસ્તક હોવાથી જે ઘરમા સારા પુસ્તકો નથી, તે ઘર ઘર નહિ પણ જીવતા મુડદાની ઘોર છે."

એક વિદ્વાન કહે છે કે "વાચવાની હોશ છોડવાના બદલામા કોઇ મને આખા હિંદુસ્તાનની સપત્તિ આપે, તોપણ હું છોડું નહિ."

"પુસ્તકો યુવાવસ્થામા સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામા મન રંજન કરે છે, ઉદાસીમા સમાધાન કરી જીવન નકામું લાગવા દેતા નથી તથા ચિંતા અને ક્રોધાદિને શાત કરી નિરાશા ટાળે છે."

"એક પાશ્ચાત્ય પડિતનો તો એટલે સુધી મત છે કે.— 'માણસને લુગડાલત્તાની જેટલી જરૂર નથી, તેટલી પુસ્તકોની છે. તે પોતે પણ જરૂરના પુસ્તકો ખરીદી લેતા સુધી લુગડા લેવાનું મુલતવી રાખતો. તેને ઉત્તમ પુસ્તકો બહુ ગમતા અને તે વાચતો ત્યારે ત્યારે 'હું વધારે સારો થયો છુ' એમ તેને લાગતુ."

"ઉત્તમ ગ્રથો, તેનું સેવન કરનારાઓમા ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિને વિસ્તારે છે; અને જેમ જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે, તેમ તેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે."

"ગ્રથોની ઓરડીમા ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તો એ ગ્રથોજ માનસવાણીથી તમને કહેશે કે:-'અમારામા પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લ્યો અને વાપરો, એટલે તમારૂં કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કિંમતી છે?"

# ૪૧–ગીતાજી વિષે અભ્યાસીઓના વિચાર

(સારાંશ અને ભાવાનુવાદરૂપે)



ભાઇ પરમાનંદજી—જો આર્યોની સભ્યતાના–અર્થાત્ જ્ઞાન ચારિત્રના મહાસાગરને એકાદ ગાગરમા સમાયલો જોવો હોય તો તે ગીતામા જણાશે. કદાચ આર્યજાતિના બીજાં બધા શાસ્ત્રો નાશ પામી માત્ર ગીતા રહી હોત તોપણ તેના ગૌરવની સ્મૃતિ સસારમા ચાલુ રહેત. કેમકે એમા આર્ય સભ્યતા એટલી બધી સુરક્ષિત છે કે **ગીતાનો પ્રચાર થવો અથવા નાશ થવો એ આર્યધર્મની વૃદ્ધિ અથવા નાશ થવા બરાબર છે.**

ગીતાજી જેવું અદ્વિતીય પુસ્તક કોઈ અકસ્માત્ પેદા થતું નથી. એના પહેલા તો ઘણા કાળની જ્ઞાનોન્નતિ આવશ્યક છે. જ્યા ઉપનિષદો અને દર્શનશાસ્ત્રોનુ તત્ત્વજ્ઞાન હયાત ન હોય ત્યા 'ગીતા' જેવો ગ્રંથ રચી શકાયજ નહિ **માત્ર એક મહાભારતમાંજ ગીતાને વિસ્તારથી સમજાવનારો દૃષ્ટાંત મળી શકે છે.**

નાહી ધોઇ પવિત્ર થઇને પાઠ કરનારજ ગીતાના સ્વર્ગીય ગાનનું મહત્ત્વ કંઇક સમજી શકે; પંડિતોનાજ પ્રવચનોમા તેનું આતર્બાહ્ય સૌંદર્ય કઇક જોઇ શકે; સુયોગ્ય ગુરુનાજ ચરણોમા બેસીને **"સમોઽહં સર્વે ભૂતેષુ"**નો કઇક અનુભવ કરી શકે; પણ આ મોહટાળક મંત્રનું પૂરૂં રહસ્ય તો તેજ ભવ્યાત્મા સમજી શકે કે જે દુર્યોધન અને દુ શાસનના અત્યાચારોનો નાશ કરવાનો અડગ નિશ્ચય કરી યુદ્ધભૂમિમા તત્પર થઇને ઉભો હોય

ગીતાજ એક એવું ધર્મપુસ્તક છે, કે જે આર્યધર્મના પ્રચારમા ખાસ ઉપયોગી થઇ શકે કમકે આખી હિંદુ જાતિ તેને પોતાના ધર્મપુસ્તક તરીકે માને છે, અને ઋષિમુનિઓ તથા દાર્શનિકો પણ માને છે કે તેમા વૈદિક જ્ઞાનનો સારાશ સમાયલો છે. માટે **એનેજ આર્યધર્મનું પ્રમાણભૂત** પુસ્તક કહેવુ એ સર્વથા ઉચિત છે.

મહાત્મા બંકિમબાબુ—ગીતાને સર્વોત્તમ ધર્મગ્રથ માનવાનુ કારણ કે એમા જ્ઞાન કર્મ અને ભક્તિ, ત્રણેને એવો યોગ્ય ન્યાય

અપાયો છે કે જેવું સામંજસ્ય બીજા કોઇ પણ ગ્રંથમા નથી! × ×
આવો અપૂર્વ ધર્મ, આવું અપૂર્વ ઐક્ય કેવળ ગીતામાંજ દેખાય છે. આવી અદ્ભુત ધર્મવ્યાખ્યા અને આવો પરમોત્તમ ભક્તિવાદ કોઇ પણ દેશમા ને કોઇ પણ કાળે કોઇએ સમજાવ્યો નથી.

લોકમાન્ય તિલક—એમણે બૌદ્ધોના ત્રિપીટક, ધમ્મપદ તથા ખ્રિસ્તીઓના બાઇબલ સાથે ગીતાની તુલના કરીને નિર્ણય કર્યો છે કે, દુઃખીને શાતિ આપનાર, આધ્યાત્મિક પૂર્ણદશાની ઓળખાણ આપનાર અને ટુંકામાં ચરાચર જગતના ગૂઢ તત્ત્વો સમજાવી દેનાર ગીતા જેવો ગ્રંથ જગતની કોઇ પણ ભાષામા નથી.

યોગ, સાખ્ય, ન્યાય, મીમાસા, ઉપનિષદો વગેરે પૂર્ણાવસ્થાએ પહોંચ્યા પછી વૈદિક ધર્મને જે જ્ઞાનમૂલક, ભક્તિપ્રધાન તથા કર્મયોગપરાયણ એવું છેવટનું સ્વરૂપ અપાયું; અને જે સ્વરૂપ હાલના વૈદિક ધર્મના પાયારૂપ છે, તેજ સ્વરૂપ આ ભગવદ્ગીતામા પ્રતિપાદન કરેલું છે તેથી સનાતન વૈદિક ધર્મરૂપી મહાન વૃક્ષનું એ એક અત્યંત મધુર અને પૂર્ણ પાકેલુ અમર ફળ છે. એટલુજ નહિ પણ **હિંદુધર્મનાં તત્ત્વો સંક્ષેપમાં અને નિઃસદેહ રીતે સમજાવી શકે એવો ગીતા સમાન બીજો કોઈ ગ્રંથ સંસ્કૃત વાઙ્મયમાં નથી.**

ભગવદ્ગીતામા વૈદિક ધર્મનો જે સમગ્ર સાર સમાયલો છે; તે સારભૂત નિત્યધર્મને જાણીને માત્ર કર્તવ્ય તરીકે સર્વભૂતહિતાર્થે પ્રબળ પ્રયત્નો કરીને વિજયો મેળવનારા કર્મવીરો તથા ધર્માત્માઓ જ્યારે આ ભારતભૂમિને અલકૃત કરતા હતા; ત્યારે આ દેશ ઈશ્વરકૃપાને પાત્ર હોઇ જ્ઞાન, ચારિત્ર્ય અને ઐશ્વર્યના શિખરે પહોચેલો હતો; અને જ્યારથી એ બને લોકમાથી તારનારો તથા પરમ શ્રેયકારી એવો પૂર્વતર ધર્મ છૂટતો ચાલ્યો ત્યારથીજ હિંદવાસીઓની દુર્દશા શરૂ થઇ છે.

મહામના માલવીયાજી—આ અદ્ભુત ગ્રંથના ૧૮ નાના અધ્યાયોમાં એટલું બધું સત્ય, એટલું બધું જ્ઞાન અને એટલા બધા ઉચ્ચ, ગંભીર તથા સાત્ત્વિક વિચારો ભરેલા છે, કે જે મનુષ્યને નીચામા નીચી દશામાથી ઉપાડીને દેવતાને સ્થાને બેસાડવાની શક્તિ

ધરાવે છે × × × તે પુરુષ અને સ્ત્રી બહુ ભાગ્યશાળી છે કે જેમને આ સંસારના અંધકારથી ભરેલા સાંકડા માર્ગોમા પ્રકાશ આપનારો આ નાનકડો પરંતુ અખૂટ તેલથી ભરેલો ધર્મપ્રદીપ પ્રાપ્ત થયો છે.

એફ. એચ. મોલેમ (ઇંગ્લેંડ)—બાઇબલનો મેં યથાર્થ અભ્યાસ કર્યો છે. × × એમા જે લખ્યું છે તે માત્ર ગીતાના સારરૂપે છે. × × જે જ્ઞાન ગીતામા છે તે ઇસાઇ કે યહુદી બાઇબલોમા નથી.

મને એજ આશ્ચર્ય થાય છે કે, ભારતીય નવયુવાનો શામાટે અહીં ઇંગ્લેંડ સુધી પદાર્થવિજ્ઞાન શીખવા આવે છે ? નિ:સંદેહ તેમનો પાશ્ચાત્યો પ્રત્યેનો મોહજ એનું કારણ છે. તેમના ભોળા હૃદયોએ હજુ નિર્દય અને અવિનયી પશ્ચિમવાસીઓના હૃદય ઓળખ્યા નથી તેથી તેમના શિક્ષણથી મળતી ભપકાદાર પદવીઓની લાલચે તેઓ એ સ્વાર્થીઓની ઇંદ્રજાળમા ફસાય છે બાકી જે દેશ યા સમાજને ગુલામીમાથી છૂટવું હોય તેને માટે તો એ અધોગતિનોજ માર્ગ છે.

હું ઇસાઇ છતાયે ગીતા પ્રત્યે આટલું બધું માન એટલા માટે ધરાવું છુ કે જે ગૂઢ પ્રશ્નોનો નિકાલ હજુ પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો નથી લાવી શક્યા, તેનો નિકાલ એ ગીતા ગ્રંથે શુદ્ધ અને સરળ રીતે આપેલો છે.

એમા કેટલાય સૂત્રો અલૌકિક ઉપદેશોથી ભરપૂર જણાયા તેથીજ મારે માટે ગીતાજી સાક્ષાત્ યોગેશ્વરી માતા બની રહી છે. દુનિયાના બધા ધનર્થીયે મળે નહિ એવો ભારતવર્ષનો એ અમૂલ્ય ખજાનો છે.

મહાત્મા થૉરો—મ૦ ગાંધીજી એવા ભાવનું કહે છે કે, તેમના હૃદયમા સત્યાગ્રહના ભાવો ઉપજવામા મુખ્ય કારણ અને આદર્શ અમેરિકન મહાત્મા થૉરો છે. તેઓ એકાંત માટે જંગલમા રહેતા. ત્યા તેમના પટ્ટશિષ્ય એમર્સન એક વાર તેમની ઝુંપડીએ જઇને જુએ છે તો મહાત્મા થૉરો એક પાટ ઉપર સૂતા છે અને નીચે બે ત્રણ સાપ વિંછી પડ્યા છે ! થોડી વારે એ સાપ વિંછી ગયા પછી થૉરો જાગ્યા ત્યારે એમર્સને અભિવંદન કર્યા બાદ સંકોચથી કહ્યુ કે "મેં અહીં કેટલાક ઝેરી જાનવર જોયા તે કદાચ આપને હેરાન કરે; તેથી આજ્ઞા હોય તો આપનું બિછાનું બીજી જગ્યાએ કરી આપું."

આ સાંભળીને મહાત્મા થૅારોએ ખડખડાટ હસીને કહ્યું કે "એમર્સન ! એમાં ભયની શી વાત છે ? જ્યાંસુધી મારી રક્ષક **શ્રીગીતામાતા હયાત છે ત્યાંસુધી મને કશોજ ભય નથી."**

મહાત્મા થૅારો એક જગ્યાએ કહે છે કે:-"પ્રાચીન યુગની સર્વ સ્મરણીય વસ્તુઓમાં ગીતાથી શ્રેષ્ઠ કોઇ વસ્તુ નથી. + + ગીતામાં એટલું ઉત્તમ અને સર્વવ્યાપી જ્ઞાન છે કે તેના લખનાર દેવતાને અગણિત વર્ષ થયા છતાં એવો બીજો એકે ગ્રંથ હજી લખાયો નથી. × × ગીતાની સાથે સરખાવતાં જગતનું હાલનું બીજું બધું જ્ઞાન મને તુચ્છ જણાય છે અને વિચાર કરતાં આ ગ્રંથનું એટલું બધું મહત્ત્વ જણાય છે કે આ તત્ત્વજ્ઞાન કોઈ જુદાજ યુગમાં કે સ્થિતિમાં લખાયલું હોવું જોઇએ. × × હું રોજ **પ્રાતઃકાળે મારા હૃદય અને બુદ્ધિને ગીતારૂપી પવિત્ર જ્ઞાનામૃતમાં સ્નાન કરાવું છું.'**

**મહાત્મા એમર્સનઃ**-અમેરિકાનો આ સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર ગીતાને ઇષ્ટદેવની મૂર્તિ સમાન ગણીને પોતાની સામે રાખતો. કેમકે ગીતાને તે સમગ્ર વિશ્વના સાહિત્યમાં સર્વોત્તમ ગ્રંથ, ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી તથા માનવજાતિના અનુભવની સૌથી મહાન સંપત્તિ માનતો હતો. જ્યારે તે **'सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि।'** એ શ્લોક વાંચતો, ત્યારે તેનું આખું શરીર પુલકિત થતું; હૃદય નાચી ઉઠતું અને કલાકોના કલાકો સુધી તે આનંદાશ્રુ વહાવતો !

**સાધુ વસવાણીઃ**—ગીતા એવા અમૂલ્ય આધ્યાત્મિક ભાવોથી ભરેલી છે કે જેથી હું પ્રભુને પ્રાર્થું છું કે, મરતાં સુધી ગીતાનો સંદેશ સ્થળે સ્થળે પહોંચાડી શકું એવી શક્તિ તે દયા કરીને આપે.

**ટી. વી. શેષગિરિ અય્યરઃ**—ગીતામાં સંસારના સર્વ ધર્મોનાં સર્વોત્તમ તત્ત્વ રહેલાં છે. તે ગૃહસ્થનાં કર્તવ્યોનું પૂર્ણ ધર્મશાસ્ત્ર છે; સૌથી મહાન અવતારની વાણી છે તથા અમારા ધાર્મિક અને સામાજિક જીવનનો એમાં સર્વોત્તમ સાર અને આદર્શ રહેલો છે.

**કે. ટી. તેલંગઃ**—ગીતાની ભાષા એવી ગંભીર ને ઉત્તમ છે કે જેથી તેનું 'ભગવદ્‌ગીતા' કિંવા 'ઈશ્વરીય સંગીત' એજ નામ યોગ્ય છે.

**મહર્ષિ દ્વિજેન્દ્રનાથ:**—પાશ્ચાત્ય દાર્શનિક ગ્રથો ભલેને ખૂબ ચમકે, પરંતુ અમારા આ ધર્મદીપકનો પ્રકાશ તેથીયે વધુ ઝળકી ઉઠીને તેમને ઝાખા ઝસ પાડી દેશે

**કેશવાલુ પિલ્લે:**—આપણા બાળકોને શરૂથીજ ગીતાનો પાઠ કરવા ટેવવા જોઇએ આપણી નૈતિક અને આધ્યાત્મિક ઉન્નતિ માટે ગીતા વિના કોઇ પણ શિક્ષક કે માર્ગદર્શકની જરૂર નથી

**પ્રૉ. રંગાચાર્ય:**—હિંદુઓને સાપ્રદાયિકતાથી રહિત એવુ ધાર્મિક અને નૈતિક શિક્ષણ આપવા માટે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા જેવો બીજો કોઇ પણ ગ્રથ નથી તેમા પ્રતિપાદન કરેલા સઘળા નૈતિક અને ધાર્મિક આદેશ પરમાત્માની આજ્ઞારૂપ છે

**ભક્તરામ શર્મા:**—હાલમા સર્વ કોઈ સ્વીકારે એવી કોઈ વસ્તુ હોય તો તે માત્ર એક ભગવદ્‌ગીતા છે. વ્યાસમુનિએ ગીતાશાસ્ત્ર રચીને હિદુઓને એક તંતુથી બાધી દીધા છે જો ગીતા તરફ પૂરતુ ધ્યાન અપાય તો સસારમાથી સમસ્ત વેર–ઝેર નાશ પામે.

**શ્રી. મજુમદાર**—પ્રિય ભાઇઓ ! પરમાત્માના આ ગીતારૂપી હૃદયને સદાનો સાથી બનાવો નિત્ય પાઠ કરતા રહી તેનો પ્રવાહ તમારા હૃદયમા વધુ ને વધુ વહેવરાવવાનો પ્રયત્ન કરો અને પછી જોઇ લ્યો કે શું થાય છે ? અવશ્ય તમારૂ ખૂબ કલ્યાણ થશે

**ડૉ. મેકનિકલ:**—ગીતાગ્રથ બુદ્ધિની પ્રખરતા, આચારની ઉત્તમતા અને ધર્મોત્સાહનુ અપૂર્વ મિશ્રણ રજુ કરે છે.

**પંડિતવર શ્રીલક્ષ્મણજી શાસ્ત્રી:**—ધર્મના ગૂઢ રહસ્યોને સરળ અને સુરસ એવા થોડાક શબ્દોમા પ્રકટ કરવાની અપૂર્વ શક્તિ તો માત્ર શ્રીગીતાજીમાજ રહેલી છે.

**એફ. ટી. બ્રુકસ:**—ભારતવર્ષના ઉજ્જવળ ભૂતકાળનું આ મહાન દાન એવુ અસરકારક છે કે જે માનવજાતિનુ હજી વધુ ઉજ્જ્વળ ભવિષ્ય નિર્માણ કરશે × × રાષ્ટ્રીય ધર્મગ્રથ ગણાવામા જે જે નિયમો જરૂરી છે તે બધા ભગવદ્‌ગીતામા મળે છે, એટલુંજ નહિ પણ ભાવી વિશ્વધર્મનો એ એક સર્વોત્કૃષ્ટ ધર્મગ્રંથ છે.

**વિલ્હેલ્મ ફોન હુમ્બોલ્ટ** (એક મહાન જર્મન)—સંસારમા જેટલા ગ્રથો છે તેમા ક્યાય ગીતા જેના સૂક્ષ્મ ને ઉન્નત વિચારો મળતા નથી. (દુનિયાના સૌથી વધુ વાચવા યોગ્ય ગ્રથ તરીકે જર્મનીમા પણ ગીતા સૌથી વધુ વંચાય છે)

**મહેરબાબાજી**—ભગવાન શ્રીકૃષ્ણ હિદુજાતિમા જન્મવાથી ગીતાને લોકો હિંદુઓનોજ ધર્મગ્રથ માને છે; પરતુ વાસ્તવમા આ ગ્રંથ સમસ્ત માનવજાતિનો છે.

**ચીની** અનુવાદક—શ્રીકૃષ્ણના જ્ઞાન ઉપર આ મહાત્મા એટલો આસક્ત હતો કે તે રોજ વાચીને ત્રણ ચાર વાર પ્રેમરુદન કરતો; અને ચીનાઓએ તો એનુંજ નામ "કિષતજી" પાડી દીધું હતું; તથા અત્યારે એનુ મૂળ નામ તો ત્યા કોઈ પણ જાણતું નથી.

**વૉરન હેસ્ટિંગ્સ**—કોઇ પણ જાતિને ઉન્નતિના શિખરે ચઢાવવામા ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે

**મહાન અકબરનો પૌત્ર દારા**—મારામા ગીતાના પૂરતા વખાણ કરવાની શક્તિ નથી

**મહાત્મા ગાંધીજી**:—એક વાર મારો અંતકાળ પાસે આવેલો જણાયો ત્યારે ગીતા મને બહુજ આશ્વાસનરૂપ થઇ હતી × × × જ્યારે જ્યારે હું બહુ ભારે મુશ્કેલીઓથી ઘેરાઇ જાઉ છુ ત્યારે ત્યારે હું ગીતામાતાની પાસે દોડી જાઉં છુ અને એમાથી મારૂં સમાધાન ન થયું હોય એવુ કદી બન્યુ નથી

**સ્વામી વિવેકાનંદજી**—'શ્રીમદ્ભગવદ્ગીતા' એ ઉપનિષદ્‌રૂપી બગીચાઓમાથી વીણી કાઢેલા આધ્યાત્મિક સત્યરૂપી પુષ્પોથી ગુંથેલી સુદર છડી કિંવા કલગી છે.

**ભગવાન જ્ઞાનેશ્વર**:—ગીતામા વેદોના ત્રણે કાડ સ્પષ્ટ કરેલા હોવાથી તે મૂર્તિમાન વેદરૂપ છે અને ઉદારતામા તો વેદથીએ વધુ છે. × × જે કોઇ ગીતાગ્રથ બીજાઓને આપે તેણે લોકોને માટે મોક્ષસુખનુ સદાવ્રત ખોલેલુ જાણુવુ. × × ગીતારૂપી માતા અને મનુષ્યોરૂપી બાળકો હવે છૂટા પડેલા ભટકે છે; માટે તેમનો મેળાપ

કરાવવો, એ તો-એ પણ-સર્વ સજ્જનોનો મુખ્ય ધર્મ છે.

ભગવાન શંકરાચાર્ય—गेयं गीतानामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम् । नेयं सज्जनसंगे चित्तं देयं दीनजनाय च वित्तम् ॥

ભાવાર્થઃ-દુઃખમાત્રની આત્યંતિક નિવૃત્તિ અને સચ્ચિદાનંદમય પરમ સુખની નિત્યપ્રાપ્તિ માટે ગાન તો માત્ર ગીતાજીનું અને વિષ્ણુસહસ્રનામનું ગાવા-ગવરાવવા યોગ્ય છે; ધ્યાન તો વારંવાર શ્રીપતિનું ધરવા યોગ્ય છે; ચિત્ત તો સાચા સાધુજનોના સંગમાં પરોવવા યોગ્ય છે અને વિત્ત તો દીન-દુઃખીઓને આપવા યોગ્ય છે.

મહર્ષિ વ્યાસ-गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रविस्तरैः । या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥

ભાવાર્થઃ-સ્વયં વિષ્ણુ ભગવાનના મુખારવિંદમાંથી નીકળેલા ગીતાશાસ્ત્રને ગાવા અને પાળવા જેવું મહાફળદાયક પરમ કર્તવ્ય હોવા છતા અન્ય શાસ્ત્રોની ગડમથલમા પડવાની શી જરૂર છે?

गीता मे हृदयं पार्थ गीता मे सारमुत्तमम् ।
गीता मे ज्ञानमत्युग्रं गीता मे ज्ञानमव्ययम् ॥
गीता मे चोत्तमं स्थानं गीता मे परमं पदम् ।
गीता मे परमं गुह्यं गीता मे परमो गुरुः ॥

અર્થાત્ ગીતા એ મારૂં હૃદય છે; ગીતા મારો ઉત્તમ સાર છે; ગીતા મારૂં અતિ ઉગ્ર જ્ઞાન છે; ગીતા મારૂં અવિનાશી જ્ઞાન છે; ગીતા મારૂં શ્રેષ્ઠ નિવાસસ્થાન છે, ગીતા મારૂં પરમ પદ છે; ગીતા મારૂં પરમરહસ્ય છે અને ગીતા મારો પરમ ગુરુ છે." ભગવાન શ્રીકૃષ્ણ

# ૫૦–ગીતા ગ્રંથના ઉપયોગ અને લાભ

ખરેખર ગીતાના જેવો દિવ્ય સંદેશ પહોંચાડનારો ગ્રંથ આજ સુધી બીજો નથીજ રચાયો. ગીતાના સંબંધમા માનવજાતિએ એટલી બધી આલોચના–પ્રત્યાલોચના કરી છે કે જેટલી આજસુધી બીજા કોઇ ગ્રંથની થઈ નથી. ગીતાના કેવળ અંતરંગ રૂપ ઉપરજ એટલું બધું લખાયું છે કે જો તે બધાનો સંગ્રહ કરવામાં આવે તો મહાભારત જેવડા કેટલાય ગ્રંથ ભરાઇ જાય.

ગીતાના કાવ્યમાધુર્ય ઉપર કવિ વિમુગ્ધ થાય છે તો ગીતાના **સાર્વભૌમ નીતિશાસ્ત્ર** ઉપર નીતિજ્ઞ ગળગળો થઇ જાય છે. ગીતાના **નિષ્કામ કર્મયોગ** ઉપર કર્મયોગી આફરીન થાય છે અને ગીતાની **વીર વાણી** ઉપર દૃઢપ્રતિજ્ઞ માનવી આસક્ત થાય છે. કોઈ ગીતાને **જ્ઞાનનો સાગર** કહે છે તો કોઇ તેને **ઉપનિષદોનું હૃદય** કહે છે. કોઇ એને **કર્મયોગશાસ્ત્ર** કહે છે તો કોઇ **ભક્તિસૂત્ર** કહે છે. વાસ્તવમાં ગીતા એ નટવર શ્રીકૃષ્ણચંદ્રની એક એવી **અલૌકિક ઝોળી** છે અને એવું સ્વર્ગનું કલ્પવૃક્ષ છે કે જેના વડે માનવી જે કંઇ જોઇએ તે મેળવી શકે છે. જો એમ ન હોત તો ગીતામાંથી લોકોની ભિન્ન ભિન્ન રુચિ અનુસાર કર્મયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ, પ્રવૃત્તિ, નિવૃત્તિ વગેરે ચિત્રવિચિત્ર ફળો કયાંથી નીકળી શકત?

એક દિવસે રોમન જાતિનું નામ સાંભળતાં યુરોપની જાતિઓ બીંજાયલી બિલ્લીને પેઠે ધ્રૂજતી હતી. એક સમયે બેબીલોનિયનોના ડરથી યુરોપિયનો થર થર કંપતા હતા. એક જમાનામાં યુરોપ, એશિયા અને આફ્રિકામા ઇજીપ્શિયનોનો દમામ ચાલતો હતો અને એક કાળમાં ગ્રીકોની ધાક સમસ્ત યુરોપમાં ફેલાઇ ગઇ હતી; પરંતુ એ બધી જોરાવર જાતિઓ કાળરૂપી સમુદ્રમાં કયાંની કયાય વિલીન થઇ ગઇ અને આ હિંદુજાતિ–કે જે કાસ્પિયન, ઝીલ, બલ્ક, હિરાત અને ત્રિવિષ્ટપ(તિબેટ)માંની આગલી જાતિઓથી ઘણા કાળ પહેલા

ધર્મક્ષેત્ર કુરુક્ષેત્રમા સુરસ શ્રુતિમત્રોની લહરિમા અવગાહન કરતી હતી તે-આજપર્યંત ટકી રહી છે એનું શું કારણ? અમારા અભિપ્રાય પ્રમાણે એનુ જબરદસ્ત કારણ તેનું સર્વોત્તમ સાહિત્ય (અને તેનો પ્રચાર તથા પાલન) છે. વળી આ વાત પણ સત્ય છે કે, એ મહાન સાહિત્યનું મંથન કરીને તેનું હૃદય ગીતામાં યોગેશ્વર શ્રીકૃષ્ણચંદ્રે એવી અજબ અને સુંદર રીતે ગોઠવી દીધું છે કે એના જેવા હિંદુજાતિની પ્રતિષ્ઠા અને મહત્તાનો સર્વત્ર પ્રચાર કરનારો બીજો એક પણ ગ્રંથ સમગ્ર સંસારમા નથી.

આજે હિંદુજાતિ ગુલામ છે, દરીદ્ર છે, છિન્નભિન્ન છે અને ધૂર્ત જાતિઓ તો તેને "કપિલા ગાય" જેવી ભલી અને ભોળી માને છે; પરંતુ જ્યારે એ કપિલા ગાય-એ હિંદુજાતિ-ગીતાની અભય વાણી તરફ કાન માંડે છે ત્યારે તેઓ એને ભૂખ્યા વાઘ જેવી ભયંકર જુએ છે અને તેમના એકે એક ગાત્ર ઢીલા ઢબ થઇ જાય છે! જ્યારે એ જાતિઓ જુએ છે કે, એ ગરવી ગીતાના અનુવાદ ફૈઝીએ ફારસીમા, અબુ સુલેહે અરબીમા, શ્લેગને લેટિનમા, ડિમિટ્રિયસે ગ્રીકમા, બર્નુફે ફ્રેન્ચમાં, લોરિંજરે જર્મનમાં, સ્તાનિસલસ ગેઠીએ ઇટાલિમા અને ટૉમ્સન, આર્નોલ્ડ, ડેવિસ, બીસેન્ટ તથા ચાર્લ્સ વિલ્કિન્સને અંગ્રેજી ભાષામા કરીને ઘણીખરી નીતિશૂન્ય જાતિઓમા આ સદાચારશાસ્ત્રનો પ્રકાશ ફેલાવવા પ્રયત્ન કર્યો છે; ત્યારે એ પ્રજાઓ શરમાઇ જઇને હિંદુજાતિને મસ્તક નમાવે છે અને તેને આદિગુરુ, આદિસભ્ય, આદિવીર, આદિનીતિજ્ઞ અને આદિશાસક તરીકે માને છે ચાર્લ્સ વિલ્કિન્સનના ગીતાના અનુવાદની ભૂમિકા તે સમયના હિંદના વાઇસરૉય વૉરન હેસ્ટિંગ્સ સાહેબે લખી છે તેમાં તેમણે મુક્તકંઠે સ્વીકાર્યું છે કે **"કોઈ પણ જાતિને ઉન્નતિના શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે."** ન્યૂ.ગ્લેન્ડના સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર એમર્સન તો ગીતાના પુસ્તકને પોતાની દૃષ્ટિ સામેજ રાખતો. કેમકે ગીતાને તે **સમગ્ર વિશ્વના સાહિત્યમાં સર્વોત્તમ ગ્રંથ, માનવના ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી તથા**

અનુભવની સૌથી મહાન સંપત્તિ માનતો હતો. જ્યારે તે ગીતાનો "सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि" એ શ્લોક વાંચતો ત્યારે તેનું આખું શરીર પુલકિત થઈ જતું; તેનું હૃદય નાચી ઉઠતું અને તે કલાકોના કલાકો સુધી આનંદાશ્રુ વહાવતો ! તે પોતાના ગીતા પુસ્તકને ઇષ્ટની મૂર્તિ સમાન ગણતો અને તે પુસ્તક હજી-સુધી ન્યુયૉર્કની એક લાયબ્રેરીમાં સુરક્ષિત છે. ચીની ભાષામાં ગીતાનો અનુવાદ કરનાર ચીનો માણસ તો શ્રીકૃષ્ણના જ્ઞાન ઉપર એટલો બધો મુગ્ધ હતો કે તે દરરોજ તેનું વાચનમનન કરીને ત્રણ ચાર વાર પ્રેમરુદન કરતો હતો. ચીનાઓએ તો એનું નામજ કિશનજી (કૃષ્ણજી) પાડી દીધું હતું. અને હજી પણ ત્યાં તે એજ નામથી ઓળખાતો હોઇ તેનું અસલ નામ ભુલાઈ ગયું છે !

બાલી અને જાવા બેટમાં ગીતાના કેટલાયે ગદ્યપદ્ય અનુવાદ છે અને ફિલ્મોમાં ગીતાનાં બધા દૃશ્યો દેખાડવામા આવે છે. આ વિશાળ ભારતમાં તો વેદો કરતાં પણ ગીતાની પ્રતિષ્ઠા વધારે છે.

આપણે ત્યાની તો વાતજ જુદી છે. અહીં તો જેણે ગીતા ઉપર કંઇ પણ લખ્યું ન હોય તે સમર્થ આચાર્યજ ગણાતો નથી. કેમકે, તેમનો કોઈ પણ મત કે સિદ્ધાંત એવો હોતો નથી, કે જેનું તેમણે ગીતાથી સમર્થન ના કર્યું હોય. એજ કારણથી અદ્વૈતવાદી શંકરાચાર્ય, વિશિષ્ટાદ્વૈતવાદી રામાનુજાચાર્ય, વિશુદ્ધાદ્વૈતવાદી વલ્લભાચાર્ય, દ્વૈતવાદી મધ્વાચાર્ય અને દ્વૈતાદ્વૈતવાદી નિમ્બાર્કાચાર્ય વગેરે એ અને તેમના અનુયાયીઓએ ગીતા ઉપર એટલા ભાષ્યો, વ્યાખ્યાઓ, વૃત્તિઓ, વિવૃત્તિઓ, ટીકાઓ, ટિપ્પણીઓ, આલોચનો, રહસ્યો અને વિવરણો સંસ્કૃતમા લખ્યા છે કે એ બધું જો કોઈ વાંચવા માગે, તો તે પાછળ બે-ચાર જન્મ ગાળવા પડે ! આ સાંપ્રદાયિક વિવેચનો ઉપરાંત ગીતા ઉપર સેંકડો સ્વતંત્ર વ્યાખ્યાગ્રંથો પણ સંસ્કૃતમાં લખાયા છે. ભારતની પ્રાકૃત ભાષાઓમા પણ શ્લોકાનુવાદ, ભાવાનુવાદ, છાયાનુવાદ, આલોચના, અંતરંગ વિવરણ અને બહિરંગ સમાલોચનાના અગણિત ગ્રંથો નીકળ્યા છે. એમાં લોકમાન્ય તિલક,

હીરેન્દ્રનાથ દત્ત અને અરવિંદ ઘોષના ગ્રંથો સર્વોત્તમ ગણાય છે.

તુલસીકૃત રામાયણ સિવાય ભારતની કોઈ પણ ભાષામાં એવો કોઈ પણ ગ્રંથ નથી કે જેનો ગીતા જેટલો પ્રચાર હોય. પ્રત્યેક ધર્મપ્રેમી હિંદુ તેનો નિત્યપાઠ કરે છે. મરણ વખતે પણ ગીતોપદેશ સંભળાવવાની અત્યંત પ્રાચીન પરિપાટી આપણે ત્યાં છે. વધારે તો શું, ભારતના જડચેતન સર્વમાં ગીતોપદેશના સંસ્કારો ભર્યા પડ્યા છે. અલબત્ત તે અવ્યક્ત છે, વ્યક્ત નથી; સૂતેલા છે, જાગ્રત નથી.

ગીતાના આ દિવ્ય કિંતુ અવ્યક્ત અને સૂઈ રહેલા ઉપદેશને વિકાસ અને જાગૃતિના નવીન સ્વાંગ સજાવવા એ હિંદુજાતિનું હાલનું પરમ આવશ્યક કર્તવ્ય છે. આપણે તો ગીતાજ્ઞાન માત્ર વાંચીએ છીએ; તેનો સદુપયોગ કરવાનું જાણતા નથી. આપણે "निर्वैरः सर्वं भूतेषु" નો પાઠ કરીએ છીએ પણ ઘરમાં તો વેરઝેરના દાવાનળ સળગતા હોય છે! આપણે "युध्यस्व विगतज्वरः"નું રટણ કરીએ છીએ પણ ધર્મ અને જાતિની રક્ષાર્થે રણાંગણમાં કૂદી પડતા ડરીએ છીએ! આપણે "क्लैब्यं मा स्म गमः पार्थ"નું પારાયણ કરીએ છીએ પણ મા-બહેનોની આબરૂ લૂંટાતી જોવા જાણવા છતાં નપુંસકતાજ દર્શાવીએ છીએ! આપણે "सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम्" નો દમ મારીએ છીએ; પણ દેશની સ્વાધીનતાના સંગ્રામમાં નાગી તલવારોની ધારો ઉપર નાચતાં ડરીએ છીએ! આપણે "क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप"ની બુલંદ ગર્જના કરીએ છીએ પણ વ્યવહારમાં તો હીજડાઓની પેઠે માર ખાધા કરીએ છીએ! આપણે "नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः" ની બડાઈ હાંક્યા કરીએ છીએ પણ ધર્માત્માઓના તનતોડ પરિશ્રમ છતાંયે આત્મબળ ખીલવીને સંસારને ચકિત કરી શકતા નથી

ગીતાનો નિત્યપાઠ કરો; તેને સમજો અને તે પ્રમાણે આચરણ કરો. જો તમે એ પ્રમાણે કરો; જો ગીતાનો વ્યાવહારિક ઉપયોગ કરો; તો તો એનો એકાદ શ્લોક પણ તમારી નસોમાં ચેતના જગવવાને પૂરતો છે. ગીતાનો એક એક શબ્દ અભયવાણીનો એક

એક એવો અજબ નમુનો છે કે જો આ અભય વાણીનો ભક્ત આદરી બેસે તો કૃતાંત કાળને પણ ધૂળભેગો કરી શકે તો પછી મનુષ્યોના તે શા હિસાબ ? હકીકત આવી હોવાથી પ્રત્યેક દેશાભિમાનીએ આ અભય વાણીને પોતાના હૃદયપટ ઉપર સુવર્ણાક્ષરે લખી લેવી જોઇએ. હિંદુ સંગઠનના નશામાં મસ્ત રહેનાર વ્યક્તિઓએ એવો પ્રખર પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી પ્રત્યેક હિંદુગૃહમાં આ અભય વાણી-નું–આ ગીતોપનિષદનું રટણ રામનામની પેઠે થયા કરે. જેઓ સંસ્કૃતમાં ગીતા સમજી શકતા નથી તેઓ પોતાની માતૃભાષામાં વાંચે; અને જેઓ વાંચી જાણતા નથી તેઓ બીજા પાસે વંચાવીને સાંભળે. આ રીતે જે દિવસે બધા હિંદુઓ ગીતાભક્ત થઇ તેનો વ્યાવહારિક ઉપયોગ કરશે; અથવા કરવા માટે હિંદુજાતિ સમક્ષ જાગૃતિનો શંખનાદ ગજવશે; તે દિવસે આ ભૂમંડળમાં એવી કોઇ પણ જાતિ નહિ રહે કે જે આપણી સામે આંખ પણ ઉંચી કરી શકે ! જે દિવસે આપણે ધર્મરક્ષણ અને દેશાભિમાનને ખાતર વીરવ્યાઘ્ર અર્જુનની પેઠે ત્રિલોકવિજયી ગાંડીવનો વિજયટંકાર કરીશું તે દિવસે આ સંસારમાં એવી કયી પ્રબળ શક્તિ છે કે જે ઘુંટણીએ પડીને શિર નમાવે નહિ ? ગીતાસિદ્ધાંતના પાયા ઉપર જે દિવસે આપણે સંગઠન કરી લઇશું તે દિવસે વિશ્વની પ્રભુતામત્ત શક્તિઓ પણ ધ્રુજી ઉઠશે અને ભયંકર કૃતાંત કાળ પણ કંપી ઉઠશે.

(કલકત્તાના "હિંદૂપંચ" ઉપરથી સારાનુવાદ)

---

## ५१–आंखनुं भक्षण करवानो उपाय !

ઘ્યાસતેલનું કાજળ—કવિરાજ પ્રતાપસિંહજી, હિંદુ વિશ્વવિદ્યાલય કાશીના "આજ" પત્રમાં લખે છે કે–ભારતવર્ષમાં પ્રાચીનકાળથી સ્ત્રીઓમાં સાધારણ શૃંગારરૂપે તથા આંખના રક્ષણ માટે અંજન કરવાની રીત ચાલી આવે છે. આજકાલ શાસ્ત્રીય પદ્ધતિ મોજુદ હોવા છતાં શહેર તેમજ ગામડામાં વસનાર સ્ત્રીઓ પોતાની તેમજ પોતાનાં બાળકોની આંખમાં દરરોજ કાજળ આંજે

# ૫૨—वींछीना केटलाक उपाय

૧-વિછી ડંખે તે જગાએ મીઠુ ઝીણું વાટી ઘસનાથી નહિ ચઢે.

૨-માણુસના નખ તથા સોપારીને ભૂકો બીડીમા પીનાથી અથવા કરોળીઆનુ પડ ચલમમા પીવાથી વિછી ઉતરે છે

૩-નાગરવેલના બે પાનમા ચપટી ચપટી મીઠુ નાખી ચાવી જવાથી વિછી ઉતરે છે.

૪-ડખ ઉપર મધ ઘસવાથી ફાયદો થાય છે.

૫-જાંબુડાના પાન, પાકા કેળા અથવા ડુંગળીને વાટી લુગદી બાધનાથી ઝેર ઉતરે છે

૬-આબલીનો કચૂકો ઘસી ધોળો થાય ત્યારે ડખ ઉપર ચોઢી દેવાથી તે ઝેર ચૂસી ખરી પડશે

૭-તુલસીના પાન ચાવી કાનમા ફૂકવાથી વિછી ઉતરશે

૮-પાશેર પાણીમા ત્રણેક તોલા મીઠુ વાટીને નાખવુ અને ખૂબ હલાવી તે પાણી ગાળીને શીશીમા ભરી રાખવુ આ પાણીમા રૂનું પોલિયુ ભિજવીને વિછીના ડખ પર મૂકી દેવુ તથા વિછી ચઢયો હોય ત્યાસુધી એજ પાણી ચોપડી જમણા હાથ વડે ઉપરથી નીચેની બાજુ તરફ જરા ભાર દઇને ઘસવુ તથા થોડુક ૩ શીશીના પાણીમા પલાળીને વિછી જે બાજુ કરડયો હોય તેની સામેની બાજુના નાકમા જોરથી તેમાનું પાણી સુઘાડવુ તથા એજ (ઉલટી બાજુના) કાનમા એ શીશીમાનુ પાણી થોડુંક નાખવુ આથી પણ મટે છે.

૯-ઠીકરામા થોડા અગારા ઉપર હળદરની ભૂકી ભભરાવી તેનો ધૂમાડો કરડેલા અગની સામેના નાકમા જોરથી લેવરાવવો

# ૫૨–લાખો જુવાન સ્ત્રીઓનાં ખૂન

સાહેબ! છોકરીઓને સોળ વર્ષની ઉંમરે પરણાવવા સંબંધી હિંદુ મહાસભાએ ઠરાવ પસાર કર્યો છે, તેના ટેકામા નીચેની હકીકત લખવાની રજા લઉ છુ.

નાની ઉંમરની સ્ત્રી સાથે સંબધ કરવાથી આ દેશમાં પંદર વર્ષથી વધારે ઉંમરની છોકરીઓનું મરણપ્રમાણ ઘણું વધી જાય છે, એવી ફરિયાદ 'ન્યુ ઇડિયા'મા પ્રસિદ્ધ થઇ હતી

નાની ઉમરે સાસરે મોકલેલી સંખ્યાબંધ છોકરીઓ ક્ષય વગેરે નબળાઇના દરદોથી પીડાઇને વીસ વર્ષમા અને ઘણા કેસોમા તેથી પણ ઓછી ઉંમરે મરી ગયેલી હું જાણુ છું.

લોક-પરલોકમા સુખી થવા ઇચ્છતા વિચારવંત પુરુષોએ પોતાની નાની ઉંમરની સ્ત્રીઓની તંદુરસ્તીનો હમેશા વિચાર કરવો ઘટે છે. તેણીના આશીર્વાદો ઇચ્છવાથી તથા તેણીના શાપથી ડરવાથી પરમેશ્વર પણ તેવા પુરુષો ઉપર પ્રસન્ન રહે છે.

નાની ઉમરે છોકરીને સાસરે મોકલવાના રિવાજને પરિણામે આ દેશમા છેલ્લા ત્રીસ વર્ષમા બત્રીસ લાખ છોકરીઓ મરણ પામી હતી. "બૉમ્બે ક્રૉનિકલ" તા. ૨૭-૯-૧૯૨૪

ઉપરની ત્રાસદાયક હકીકતો ધ્યાનમા લઇને પોતાની દીકરીઓને પંદર વર્ષ પછીની ઉંમરે પરણાવવાનો તમામ વિચારવંત હિંદુ માબાપ ઠરાવ કરે અને તેને પરિણામે લાખો બિચારી છોકરીઓ જીવતે જીવત નરકની પીડા સહન કરતી બચી જાય એવી મારી પ્રાર્થના છે.

વાચનાર! આ અપીલ વાચીને તમે શું કરશો? લાખો બિચારી છોકરીઓના આશીર્વાદો લેવા માટે ઉપર પ્રમાણે પ્રજામત કેળવવાની મહેરબાની કરશો? (શ્રી. લાભશંકર લક્ષ્મીદાસ)

## ૫૪–દાંત વિષે એક અદ્‌ભુત વાત

અમેરિકાના એક ડૉકટરે અનુભવ કર્યો છે કે, જો માણસના દાત ખૂબ સ્વચ્છ રહે તો તેને કોઇ પણ પ્રકારનો રોગ થતો નથી એજ પ્રમાણે જો એક રોગીના દાત કોઇ પણ પ્રકારે ખૂબ ચોખ્ખા કરવામા આવે તો તેના બધા રોગ દાત સ્વચ્છ કરવાથીજ નાબુદ થઇ જશે,અને તે રોગી સાજો થઇ જશે આ વિચારો માત્ર પુસ્તકમાનાજ નથી, પરતુ ડૉકટર સાહેબે તેજ પ્રમાણે ફ્રાન્સના ઘાયન સૈનિકોની ચિકિત્સા પણ કરી છે. તેઓ દરદીઓના દાત ખૂબ સાફ કરે છે અને ભાગ્યાતૂટયા દાતમા પણ સુધારો કરી દે છે આશ્ચર્યની વાત તો એ છે કે, બીજા ડૉકટરોના હાથ નીચેના દર્દીઓ કરતા આ ડૅકટર સાહેબના દર્દીઓ ૯–૧૦દિવસ પહેના સાજા બની જાય છે અસ્તુ પરતુ ડૉકટર સાહેબે પોતાની અનુભવેની વિદ્યાને પ્રત્યક્ષ સિદ્ધ કરીને લોકોને દર્શાવી આપ્યુ છે કે, એ કેવળ કપોલ કલ્પના નથી, પરતુ યથાર્થ અને સત્ય વાત ે ડૉકટર સાહેબની એ વિષે યુરોપમા ઘણીજ પ્રશસા થઇછે અને લોકો હવે તેમની ચિકિત્સા પસદ કરેછે

ઉપરોક્ત શોધખોળ ઉપર શાળાઓના વિદ્યાર્થીઓ તથા સૌ કોઇએ ધ્યાન આપવુ જોઇએ ઘણા ખરા તો દાતણ કરવુ જ બીનજરૂરી માને છે, અને જો કરે છે તો સહેજસાજ કરીને ફેકી દે છે ખરી રીતે તો લીમડો કે બાવળનુ દાતણ ચાવીને દાતને ખૂબ ઘસી સાફ કરવા જોઇએ

## ૫૫–દાદરનો સાદો અને વળે નહિ એવો ઇલાજ

મરચાના છોડના નાના પાન લાવી પાણી નાખી ખૂબ ઝીણા વાટી રસ કાઢી એની અદર થોડુક મીઠુ નાખી થયેલી દાદર ઉપર ખૂબ મસળવાથી પદર દિવસમા મટી ચામડી સુવાળી બને છે આ દવાથી અગન બળતી નથી, સહેજ લાગે છે, અને દશ વરસની જૂની દાદર હોય અને કાળી કે લાલ હોય તોપણ મટે છે

# ૫૬–સોનેરી વચનો

(સ્વામી ભાસ્કરાનંદ અને ગોસ્વામી વિજયકૃષ્ણના ચરિત્રના આધારે)

દીનદુખીઓના દુખ જોઈ ગોસ્વામીજીનું હૈયુ રડી ઉઠતું. પણ બીજી તરફ જ્યારે ધર્મને નામે ધતિંગ, સત્યની અવગણના અને સત્તાનો દુરુપયોગ થતા જુવે ત્યારે તેમનો પુણ્યપ્રકોપ પણ તેટલાજ જોરથી ઉછળી આવી તેમનું હૈયું વજ્રથી પણ કઠણ બની જતું. સત્યની બાબતમા ગોસ્વામીજીને બાંધછોડની નીતિ ગમતી નહિ સિદ્ધાંતનો ભંગ તો તેઓ જરા પણ સાખી શકતા નહિ. પછી ભલેને સામો માણસ કોઇ સત્તાધીશ, સ્નેહી કે સબંધી હોય. કર્તવ્યપાલન કરતા ગમે તેવા સંકટ આવે તેને તેઓ હર્ષભેર વધાવી લેતા. અસત્ય અને અન્યાય સામે તેઓ વીરની પેઠે લડતા. રામાયણમા મહાકવિ વાલ્મીકિ શ્રીરામચંદ્રના ગુણ વર્ણવતા કહે છે કેઃ—

वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।
लोकोत्तराणां चेतांसि को हि विज्ञातुमर्हति ॥

અર્થાત લોકોત્તર વ્યક્તિઓના–મહાપુરુષોના–હૃદયને કોણ સમજી શકે ? કેમકે તેઓ અવસ્થાભેદે ક્યારેક તો કુસુમથીયે કોમળ જણાય છે તો ક્યારેક વજ્રથી પણ કઠોર જણાય છે !!

× × × ×

કેટલાકે તો વ્યભિચારને પણ ધર્મતરીકે ઠોકી બેસાડયો છે ! જ્ઞાનપ્રકાશ વગર આ દુરાચારરૂપી અંધકારનો નાશ થાય તેમ નથી. દુકાળમા ભૂખ્યાઓને અન્નદાન આપવામા ન આવે કે મહારોગમા માંદાઓની માવજત કરવામા ન આવે તેને કેટલાક નિર્દયતા ગણે છે; પણ અજ્ઞાનાંધકારમા ગોથા ખાતા લોકોને વ્યભિચાર, અસત્ય વગેરેના ખાડામા પડયા રહેવા દેવા તેને કોઇ નિર્દયતા કહેતુ નથી ! ભૂખ્યા-તરસ્યાને તથા દીનદુ:ખીઓને અન્નદાન વગેરે આપવું, તેમજ રોગીની સેવા-ચાકરી કરવી એ પણ પરોપકાર તો છેજ; પરંતુ અજ્ઞાનાંધકારમા ભટકતા લોકો કે જેઓ દુરાચારમા સડયા કરે છે, તેમને તેમાથી બહાર કાઢી જ્ઞાનપ્રકાશમા લાવવા, એ સર્વોત્તમ પરોપકાર છે. પૃથ્વીમા એથી મોટી જીવદયા બીજી નથી.

# ૫૭–સોય જેવા બનો, કાતર જેવા નહિ.

( લેખકઃ–શ્રી. મસ્તફકીર )

તમે આ નિરીક્ષણ કર્યું છે કે? તમારે ત્યા લગ્નપ્રસગ જેવો કોઇ શુભ પ્રસંગ આવવાનો હોય, ઘરના બૈરાછોકરા અને એ પ્રસગ પર બહારગામથી આવેલા નજીકના સગાના લુગડાઓ સીવવા ઘેર દરજીને બેસાડયો હોય, એ જેરામ મેરાઈ દરરોજ સવારે પોતાના કામ પર ચઢવા તમારે ત્યા આવે ત્યારે જ્યા તેનો સીવવાનો સ ચો પડયો હોય ત્યા આગળ આવતા હાથમાથી કાતર અને ગજને ઘબ દઇને નીચે પડતી મૂકે અને સોયને પોતાની મોટી જેવી પાઘડીમા ચઢાવી દે. આટલી ક્રિયા કર્યા પછી જ દરજી તેને જેમ ફાવે તેમ કપડા સીવવા માટે નીચે સાદડી પર કે સ ચા સામે ખુરશી પર બેઠક લે.

આ દસ્ય જોઇ કોઇને પ્રશ્ન થાય કે દરજીની કળામા, કપડા સીવવા માટે સોય અને કાતર બંનેની સરખી ઉપયોગિતા છે. છતા એક શિર પર સ્થાન મેળવે છે, જ્યારે બીજીને ભૂમિ પર શા માટે ફેંકવામાં આવતી હશે? નાણાની નજરે વસ્તુની કિંમત ગણીએ તો સોય કરતા કાતરની કિમત ઘણીજ વધારે હોય છે. ત્યારે એકનું સન્માન અને બીજીની અવગણના શા સારૂ? એક ચબરાક દરજીને મેં આ પ્રશ્ન પૂછતા તેણે જે પ્રત્યુત્તર આપ્યો એ સાભળીને હુ તો છક્કજ થઇ ગયો. તેણે કહ્યુ કે, કાતર તો કાપે છે. ભેગું હોય તેને જુદું કરે છે. એ આડી જાય તો વેતરી નાખે છે અને કપડાને બગાડે છે. અલબત્ત, દરજીના ધંધામા જુદું પાડવાની જરૂર ખરી. કાપડના એક તાકામાથી અનેક કટકાઓ બનાવવાની જરૂર ખરી, વસ્ત્રોને સુદર પોશાકનું સ્વરૂપ આપવા માટે કાતરથી વેતરવાની જરૂર પણ ખરી; પણ એ કાતરની પાછળ કોઈ કુશળ કારીગરનો હાથ હોવો જોઇએ. સારા અને ઉપયોગી આશયવાળા હાથથી કાતરનો ઉપયોગ થવો જોઇએ; જ્યારે સોય તો સારા કે નરસા કોઇના પણ હાથમા જાય ત્યા સાધવાનુ–બે જુદા કકડાને એકત્ર કરવાનું–કામ કરે છે.

સારા કુશળ હાથમા સોય હોય તો સારૂં સંધાય, વસ્ત્રો સારા સીવાય. ખબર ન પડે એ રીતે કુશળ દરજી સોયથી લૂગડામા બખીઆ આપી વસ્ત્રોના બે કકડાને ભેગા કરવા છતા એક અને અખંડ અને અભંગ વસ્ત્ર જાણે હોય એવું દેખાડી શકે. કાતર એકલી કાપનારી છે, જ્યારે સોય સાધનારી છે એટલે એનું સન્માન છે, અને તે માટે અમે દરજીઓ સોયને અમારે માથે ચઢાવીએ છીએ.

× × × ×

દરજીના આ ખુલાસાથી હું વિચારના વમળમાં પડી ગયો. જરા ઉંડો વિચાર કરતાં મને લાગ્યું કે, માનવજીવનમાં જેઓ સાધવાનું કાર્ય કરતા હશે, તેને જનતા વધુ સન્માનતી હશે, અને જેઓ વિખુટા પાડવાનું, જુદા પાડવાનું, વેતરવાનું કામ કરતા હશે તેને લોકસમૂહ ધિક્કારતો હશે.

કવિવર ટાગોર એક સ્થળે કહી ગયા છે કે, હિંદના પ્રાચીન ઇતિહાસમાં ઘણા બુદ્ધિમાન પુરુષો અને વીર યોદ્ધાઓ થઇ ગયા હતા; પણ જે નરોએ હિંદની જુદી જુદી જાતોનું એકીકરણ કર્યું, અંગ્રેજીમાં જેને "યુનીફીકેશન" કહેવામા આવે છે તે સાધ્યું હતું, તેવા વીર નરો અને યોદ્ધાઓને આ દેશની આર્ય પ્રજાએ પોતાના અવતારી પુરુષો તરીકે પૂજ્યા હતા, અને હજી પણ પૂજે છે. ગૌતમ બુદ્ધે સમસ્ત હિંદ તો શું પણ જગત આખામા માનવતાભર્યો બુદ્ધધર્મ ફેલાવવાનો આદેશ આપ્યો હતો. તેથી તે પોતેજ અવતારી પુરુષ તરીકે પૂજાવા લાગ્યો હતો. ટાગોરના મંતવ્ય પ્રમાણે ઉત્તરહિંદમાં આવેલા અયોધ્યાના શ્રીરામચંદ્રજીએ ઉત્તરના આર્યો અને દક્ષિણના દ્રાવીડીઅન એ બે બળવાન પ્રજાને એક કરવા પ્રયાસ કર્યો હતો. વીર હનુમાન, વાલી, સુગ્રીવ એ પૂછડાંવાળા વાંદરાં નહોતાં, પણ દક્ષિણ હિંદના દ્રાવીડીઅન યોદ્ધાઓ હતા, અને આ દેશમા મધ્ય એશીઆમાથી આર્યન સંસ્કૃતિ જનતાને રસ્તે થઇને ઉત્તરહિંદમાં ચારે બાજુ ફેલાઇ ત્યાર પહેલા દક્ષિણહિંદમા દ્રાવીડીઅન જાત અને સંસ્કૃતિ મોજુદ હતી. રામે બધાને એક કરવાનો પ્રયાસ

કર્યાં અને પૂજાયા

એજ પ્રમાણે એમના જમાનામા શ્રીકૃષ્ણ મહાન યોદ્ધા, ફિલસૂફ અને મુત્સદ્દી હતા ન્યાયને માર્ગે ચાલી તેમણે પાડવોનો પક્ષ લીધો અને સત્તાના મદમા ઘેલા બનેલા કૌરવકુળનુ નિકંદન કઢાવ્યુ, ઉપરાંત ગરીબ ભરવાડો, ખેડુતો ગોવાળો અને ગામડીઆઓની સાથે ફરી તેણે સામાન્ય જનતામા ચેતનાના પ્રાણ પૂર્યા હિંદમા મહાન ચક્રવર્તી રાજાઓ થઇ ગયા — શાલીવાહન, અશોક, ચંદ્રગુપ્ત, વિક્રમ એવા ઘણા થઇ ગયા છે, પણ એ રાજવંશીઓ ઉચ્ચાસને બિરાજી સામાન્ય જનતા પર તો માત્ર શાસનજ કરતા એમની આસપાસ, એમના સાન્નિધ્યમા જેમને જવાનો અધિકાર એવા એમના અધિકારીઓ અને મંડળેશ્વરોજ માત્ર જઇ શકતા સામાન્ય ગરીબ લોકો તેમનો વૈભવ, ઐશ્વર્ય અને જાહોજલાલી જોઇ તેમનાથી ભડકતા, દૂર દૂર ઉભા રહી એમની સ્વારીના દર્શન કરતા પણ આર્યાવર્તના પ્રાચીન ઇતિહાસમા પહેલીજ વાર યાદવકુળદીપક શ્રીકૃષ્ણચંદ્ર રાજબીજ હોવા છતા, સામાન્ય અને ગરીબ ગામડીઆઓ જોડે ઉછર્યા હતા હુ તો માનુ છુ કે, કૃષ્ણ એ જમાનાના સર્વોત્તમ મહાપુરુષ હતા સામાન્ય ગોવાળોના છોકરા જોડે પોતાનુ જીવન ઓતપ્રોત કરી નાખી એણે જનતાના દિલ જીતી લીધા હતા અમારી, રાજાઓની સભાઓને એ ડોલાવી શકતા, પણ સામાન્ય જનસમૂહમા તેમણે એકીકરણ કરવાથી આજ જગ એમને પૂજે છે એ કૃષ્ણ કાતર નહોતા, પણ સેવક હતા

ઇતિહાસના પાનાઓ ઉથલાવતા જોઇ શકાય એમ છે કે, શાહીવાદી સત્તાઓ જુદી જુદી પ્રજાઓને પોતાના અંકુશમા રાખવા માટે કાતરનુ કામ બજાવે છે દેશમા કોમ કોમ વચ્ચે ભાગલા પડાવે, પોતાનો હેતુ સાધવા એક હોય તેને વિરુદ્ધ પાના અંકુ વેતરી નાખે, અને એ પણ એવુ કે તેમાથી એક રાષ્ટ્ર કે એક દેશરૂપી વસ્ત્ર કદી ન સીવી શકાય અલબત્ત, પોતે જે પ્રજા પર શાસન કરતા હોય તેને વચન આપે કે તેમને લાયક બન

તેમને સ્વતંત્ર તંત્રનું વસ્ત્ર પહેરાવવાની તેમની અભિલાષા છે, પણ જાણી જોઇને આડું વેતરી ઠુંઠુજ બગાડે તો મિથ્યા ભલી અભિલાષા પર કોણ વિશ્વાસ રાખે વારૂ?

× × × ×

આપણે જરા ફિલસૂફીમા ઘસડાઇ ગયા. હવે જરા સામાન્ય વાતો પર ઉતરીએ. દુનિયામા કેટલાક માણસો સોય જેવા આવે છે. કજીયો થતો હોય ત્યા લડનારાઓને શાંત પાડી મામલો ઠંડો પાડે. નાતમા પણ તડા પડી ગયા હોય તો પોતે વચમા પડી નાતીલાઓ વચ્ચે સંપ કરાવે. કોઇના ઘરમા કલેશ થયો હોય તો ત્યા પોતે ઘરના દરેક માણસને સાંત્વન આપી કલેશને ટાળે છે, જ્યારે કેટલાક માણસો કાતર જેવા હોય છે. તેઓ જ્યા જ્યા જાય ત્યા કુસંપના બી વાવે છે. એકબીજાને લડાવી મારે છે, અને ચાડીચુગલી કરી ઘરમા, ગામમા, ઑફિસમા, નાત કે જમાતમા માણસોનું અરસપરસ દિલ કેમ ઉડી જાય અને કેમ કજીયા, કંકાસ અને મારામારીરૂપી હોળી સળગે એ એમની દાનત હોય છે. આવા કાતર જેવા માણસ ઘણા ભયંકર હોય છે પોતાની જાત માટે, અને પોતે જેની સાથે રહેતા હોય તેને માટે. અને તેથીજ આવા કાતરીઆ માણસને જનતા ધિક્કારે છે. આખા દેશોના દેશોને યુદ્ધની આગમા હોમનારી મહાન કાતરવ્યકિતઓ જગતના ઇતિહાસની રંગભૂમિ પર નૃત્ય કરી ગઇ છે. પણ એમની મુરાદમા એ ફાવ્યા પછી માનવસમાજ તરફથી શીરપાવમા તો એવી વ્યક્તિઓને ખાસડાજ મળ્યા હોય છે.

× × × ×

કેટલાક બૈરા પણ કાતર જેવા હોય છે. એમની જીભ કાતરની માફક સડસડાટ ચાલે છે અને એ એમની જીભડીના પ્રતાપથી ઘણા બિચારા નિર્દોષોના ઘર ભંગાય છે. કાતર જેવી જીભવાળા બૈરાં જીવતું નિંદાખાનું હોય છે. તેને આખા ગામની પંચાત હોય છે અને ઓડો સુલેહ, સંપ, સંતોષ અને આનંદમા રહે તે આ કાતરદેશનના

બૈરાને પસંદ પડતું નથી કાતર જેવા બૈરા બોલવામાં ગમે તેવું વેતરી નાખે છે. માટે સમાજે આવી કાતરોથી ચેતવાની જરૂર છે.

સોય જેવી બહેનો હમેશા સાસુવહુ વચ્ચે, ધણીધણીઆણી વચ્ચે સંપ અને સલાહ કરાવવામા આનંદ લે છે. આવી સોય-બહેનોને લોકો દેવી ગણી પૂજે છે

("પ્રજામિત્ર કેસરી"ના એક અંકમાથી)

## ૫૮–પુરોહિતનું વલિદાન !

પુરોહિત—રાણાજી! તમને બન્નેને આ શું સુઝયું? ક્ષત્રિયની તલવાર ભાઇ ભાઇના ગળા પર ! હા! આ નરવીરોની ભૂમિનો આ શો અધઃપાત ! રાણાજી! ચિતોડનું સત્યાનાશ વળી જશે. આ તલવારના ઘા ભાઇને ગળે નથી; એ ચિતોડને ગળે જાણજો દુશ્મનો ઝઝૂમી રહ્યા છે; ચિતોડ ઉપર ઘોર આફત લટકી રહી છે; આ વખત ભાઇભાઇના ગળા કાપવાનો? પૃથ્વીરાજે અને જયચંદે લડીને આર્યાવર્ત ગુમાવ્યુ, એ યાદ છે? યાદ કરો! તમારા પ્રતાપી પૂર્વજોનુ વીરત્વ સંભારો! ચિતોડ તમારો મોંઘો વારસો છે. બલિદાન અને શિરસમર્પણની આ ભૂમિ ભારતની કીર્તિનો ખજાનો છે. ભાઇ ભાઇ કપાઇ મરશે, તો એની રક્ષા કોણ કરશે? એના રક્ષકો એકમેકના ટોટા પીસશે તો ચિતોડનુ શું થશે? તમારી સમશેરો–તમારૂં વીરત્વ–તમારી શકિત શત્રુઓ સામે વાપરજો! ભાઇ ભાઇની આ તકરાર ચિતોડના નાશની ઘોર ખોદે છે જો ચિતોડની દાઝ હૈયે હોય, તો આ હાથ આ રીતે લોહીથી ખરડાતા બચાવો અને વેર ભૂલીને ભાઇએ ભાઇ ભેટો ! આ બ્રહ્મણના આશીર્વાદ છે કે...

શાક્તસિંહ--ચિતોડ! અરે ચિતોડ તો હવે ભોગશેતું છે. ગોરદેવ! એ વિદ્વત્તાના શાસ્ત્રો ચૉરીના માંડવામા સંભળાવજો. શાક્તસિંહ હવે આ વેર નહિ ભૂલે, કા તો હું નહિ કે કા તો આ મિથ્યાભિમાની પ્રતાપ નહિ. ચિતોડ જશે તો એવાને પાપે

જશે. આ અપમાન કરતા ચિતોડ દુશ્મનનું થાય, એ શુ બહેતર નથી? જાઓ, દૂર જાઓ; નહિતર તમે નાહક છુંદાઈ જશો.

(પુરોહિતને હડસેલે છે)

પુરોહિત—અધધધ! આ શું સાભળું છું? આ બ્રાહ્મણનું અપમાન? ઓ નરાધમ! લે, હું આ ઉભો! ચલાવ તારી એ પાપિણી તલવાર, આ ગળે ચલાવ! ક્ષત્રિયો ધર્મ ભૂલ્યા, જાત ભૂલ્યા, ટેક ભૂલ્યા, દેશ ભૂલ્યા, ત્યા બ્રાહ્મણની જીંદગી શા કામની! હાય! રજપૂતાનાનો વિનાશ હવે અચૂક છે! ઓ ઉંચા આકાશ! તારા વજ્રનિપાતો વરસાવ! ઓ પ્રતાપી માર્તંડ! તારી આગની જ્વાલાઓ પ્રકટાવ! ઓ મેઘ! તારા પ્રલયથી આ ધર્મભ્રષ્ટ ભૂમિનો નાશ કર! ઓ ઉડુગણો! આ પતિત ભૂમિ ઉપર તૂટી પડો! ઓ દિગ્ગજો! આ હૃદયશૂન્ય માનવજાતિનો ભાર હલકો કરો! ઓ શેષ! તારી ફણા સળકાવ! ઓ દેવાધિદેવો! તમારા આયુધોથી આ આર્યત્વવિહોણી ભૂમિને આસુરી તત્ત્વોથી ઉગારો! ઓ નવખંડ પૃથ્વીને વિંટાયેલા અપાર રત્નાકર! તારા અમાપ જળમા આ અધર્મી જાતિને સમાવી દે! તપસ્વીઓની યોગસમાધિશા, માનવલોક અને સ્વર્લોકની સોઢીશા ઓ ધુર્જટિ હિમાદ્રિ! તારી અચલતા છોડ અને આ આચાર, કર્મ અને ધર્મભ્રષ્ટ મનુષ્યો ઉપર તૂટી પડ! ઓ કૈલાસવાસી ત્રિપુરારિ! તમારૂ ત્રીજું લોચન ખોલો અને ભારતમાથી અધર્મને બાળીને ભસ્મ કરી નાખો! નથી—નથી—ભારતમા હવે આર્યત્વ નથી, ક્ષત્રિયોમા ક્ષત્રિયત્વ નથી, બ્રાહ્મણોમા બ્રહ્મત્વ નથી, આર્યત્વના ઓજસ્ નથી! જે ભૂમિમા નરરત્નો પાક્યા, તે ભૂમિમા પથરા નીકળ્યા! જે આર્યબાળાને—સતીને ખોળે વીર-કેસરી ધર્મમૂર્તિ અમર પુરુષો જન્મ્યા, તે ખોળે ભાઈ ભાઈના વેરી જન્મ્યા! એ સતીઓ—એ ધરી ક્ષત્રાણીઓ ચોધાર આસુએ રડે છે! ભડભડાટ બળતી આગમાં હસતે મોઢે દેહ સળગાવી દેનાર એ ભારતની દેવીઓ આજે લાજે છે! હા! ભારત એના શત્રુઓનું વિહારક્ષેત્ર થશે. આજે એક શત્રુ હશે, પણ યાદ રાખજો એ

એકના અનેક તમારે પાપે આ ભૂમિમા ડળતરાશે! અ જે પ્રતાપ અને શાકાસિદ્દ કાઇ મરશે, પણ યાદ રાખજે કે, એ આગ સમસ્ત ભારતમા, ઠેકઠેકાણે અને ઘેરેઘેર સળગશે! અને ભાઇ ભાઇના વિનાશના એ દાવાનળમા આ પ્રાચીન ભૂમિના પુરુષાર્થ, ધર્મ અને સસ્કૃતિનો નાશ થશે ઓહ! આ મારાથી નથી જોવાતુ! ચિતોડની ભસ્મ ચોળીને, ચિતોડની ધૂળ માથે ચઢાવીને, ચિતોડના કાકરાની શિવપૂજા કરીને, ચિતોડની રિદ્ધિસિદ્ધિના અભિલાષ સેવાને હુ મોટો થયો, એ આશાઓના આજે ચૂરેચુરા થઇ ગયા! બસ! હવે હદ થઇ! તમારામાથી એક મરે તે પહેલા હુ આ ભૂમિનો ત્યાગ કરીશ (પુરોહિત પોતાના શરીરમા ખ જર ભોકી દે છે)

(તા. ૫-૩-૧૯૨૭ના "પ્રતાપ"ના મુખપૃષ્ઠપરથી)

## ૫૯–गुरु गोविंदसिंहनो संदेश

(શ્રી. ટી એલ વાસવાનીના "પ્રચારક"મા છપાયેલા ભાષણ ઉપરથી)

અમને એક બિમારી લાગુ પડી છે અને તે ભૂલી જવુ તે છે અમે પોતાને ભૂલી ગયા અમારા ઐતિહાસિક વીરોને ભૂલી ગયા અને આપણી જાતિના આદર્શોને ભૂલી ગયા

હુ બધા ધર્મો અને બધી જાતિઓનુ સન્માન કરૂ છુ. પણ નમ્રતાની સાથે મારૂ કહેવુ એ છે કે, સભ્યતા અને આદર્શવાદિતા મા ભારતના ઇતિહાસની બરોબર બીજા કોઇ દેશનો ઇતિહાસ નથી. ભારતનો ઇતિહાસ મને શાસ્ત્રોની સમાન પુનિત છે તે મારે માટે પચમ વેદ છે તમારામાથી કેટના લોક એ જાણતા હશે! કેટના પોતાના જીવનમા તેની કદર કરતા હશે?

ઇગ્લાન્ડના એક વીરે એક સભામા બોલતા ખેદની સાથે કહ્યુ હતુ–'હુ સતાનહીન છુ મારૂ હૃદય એટના માટે દુ ખી છે કે જાતિ સેવા માટે અર્પણ કરના મને પુત્ર નથી' ઘણા યુવકોએ ઉઠીને એક દમ ઉત્તર આપ્યો–'મહાશય! અમે આપના પુત્ર છીએ' તમારા

શક્તિનો. ગુરુ ગોવિંદસિંહ બહાદૂર હતા. તેઓ પોતાના પિતાના મૃત્યુને ઈશ્વરીય ઉદ્દેશ્ય સમજતા હતા. તેમણે ગુરુ પાસેથી ૯ વર્ષની ઉમરમાં પોતાના ધર્મ અને રાષ્ટ્રની રક્ષા માટે તરવાર ધારણ કરી હતી. ગુરુ ગોવિંદસિંહે પિતાને જે વચન આપ્યા હતાં, તે તેમણે પૂરાં કર્યાં. ગોવિંદસિંહ એક વીર યોદ્ધા હતા તેમણે પોતાના આદર્શની રક્ષા માટે પોતાનું સર્વસ્વ અને છેવટે ચાર પુત્ર સુદ્ધાને બલિદાન કરી દીધા.

પોતાના પાચ પ્રિય ચેલાઓને ગુરુએ કહ્યુ છેઃ–'પહેલાં મૃત્યુને સ્વીકારો, દરેકની રજ બની જાઓ અને પછી મારી પાસે આવો.' શું આ શબ્દોમા આજના ભારત માટે સંદેશ નથી ?

ગુરુ કહે છેઃ–'મૃત્યુનો સ્વીકાર કરો.' જો કોઈ રાષ્ટ્ર જીવિત રહેવા ઇચ્છતું હોય તો તેણે મૃત્યુથી ન ડરવું જોઈએ; પણ તેણે મુક્તિની દૈવી યુક્તિ સમજવી જોઈએ. કષ્ટો સહન કરવામાજ રાષ્ટ્રનો પુનર્જન્મ છે, કોમળતાજ અમારું પાપ છે. જેઓ ખરું જોતા વિનમ્ર હોય છે, તેઓ કમજોર નથી હોતા. 'પહેલા મૃત્યુનો સ્વીકાર કરો, રજ બની જાઓ' એ સિદ્ધાત આપણામાથી કેટલા માને છે ? સેવાના સન્માર્ગ પર ચાલનાર કેટલા પુરુષો છે ? અમારા ભાગલા ને અઢારસો તડોના મૂળમાં અહંકાર છે. આથી એક જાતિ બીજી જાતિ સાથે, એક વર્ગ બીજા વર્ગ સાથે, એક સમાજ બીજા સમાજ સાથે અને એક ભાઈ બીજા ભાઇ સાથે મળીને નથી રહેતો–અલગ પડી જાય છે. અહંકાર રાખીને અમે દીન અને નિર્બળોને વિસારી દીધા છે. ગુરુ દીન અને દુઃખીઓને પોતાના પુત્રની પેઠે છાતીએ લગાવતા હતા. ગુરુ તેમને કેટલો પ્યાર કરતા હતા ! જો ગુરુના બતાવેલા માર્ગ પર અમે ચાલવા ઇચ્છતા હોઈએ તો અમારે દુઃખીઓની સેવા કરવી જોઈએ. ગુરુના પરિવારમા અસ્પૃશ્યો નહોતા, બધા ભાઇ ભાઇ હતા. તેમણે કહેલો મૃત્યુનો સ્વીકાર અને પ્રેમ તથા વિનમ્રતાની સાથે ગરીબોની સેવા કરવાના મહાન સંદેશમાં ભારતના કલ્યાણની આશા છે.

તેમનો સદેશ છેઃ–'પહેલા મૃત્યુનો સ્વીકાર કરો, પ્રત્યેક રજ બની જાઓ અને પછી મારા પાસે આવો.'

